# સ્ત્રીનો શણગાર

(વેતરવા તથા સીવવાની સહેલ રૂઢી)




લેખિકા અને પ્રસિદ્ધ કર્તા:

**ગુલબાનું હોરમસજી નરીમાન**

દાદી ટેરેસ, ખંબાલા હીલ, મુંબઈ





ઇ. સ. ૧૯૨૯.] [પ્રત ૧૦૦૦.




કિંમત રૂા. ૧-૮-૦




આ ચોપડી મુંબઇ મધે ગીરગામ, ખેતવાડી ૧૦મી ગલીમાં આવેલા
ધી ગુજર્ર ગૌરવ પ્રિન્ટીંગ પ્રેસમાં પી. પુ. દાસે છાપી.

# અર્પણ પત્રિકા

માહરાં પ્રિય માતાજીને માન અને
આભાર સહીત આ પુસ્તક
અર્પણ કરૂં છું.

# સાંકળ્યું

# દીબાચો.

હું એક લેખક નહીં હોવાથી ભાષામાં કાંઇક ભુલચુક થઇ હોય તો વાંચકવર્ગ દરગુજર કરશે એવી હું આશા રાખુ છું.

આ ચોપડી લખવાનો મ્હારો હેતુ એજ છે, કે મારા ઉમદા હુન્નરથી જે કાંઇક ફાયદાઓ હું મેળવી ચુકી છું, તે મ્હારી દરેક બ્હેનો કે જેઓને કાંઇક સબબે તે શીખવાની તક ન મળી હોય, તેઓ પોતાને હાથે તે શીખીને તેનાં ફળ મેળવે.

આ ચોપડી લખતાં મ્હારાથી બની એટલી સરલ રૂઢીથી દરેક કાપ મેં સમજાવ્યો છે, જે હું આશા રાખું છું કે દરેક વાંચનાર તે ઘણીજ સહેલાઇથી સમજીને કરી શકશે.

આપણી કોમનાં કેટલાંક બાળકોને હું તદન ચીઠડેહાલ જોઉં છું, કે જેનું મુખ્ય કારણ હું ફકત તેઓનાં માં કે બ્હેનોની આ હુન્નરની અભણતાજ લેખું છું. જો તેઓ તે જાણતાં હોય તો એક નાના કપડાનાં ટુકડામાંથી પણ તેઓ ઘણીજ સહેલાઇથી તેઓનાં પોશાકો બનાવી શકે.

દરજીઓની સીલાઇ આપવાને ગરીબ તેમજ મધ્યમ વર્ગનાંને પરવડી શકતું નથી, કેમકે કપડાં કરતાં ત્રણ ચાર ઘણું દામ તેમને આપવું પડે છે, અને વધુમાં તો આપણે કપડું વાપર્યે તેનાં કરતાં બમણું તેઓ લે છે.

કરકસરનો ઉમદા નિયમ જાળવવો હોય તો આ હુન્નર દરેક સ્ત્રીએ સર્વથી પહેલો જાણવો જોઇએ કે જેથી તેઓ કપડાંનાં એક નાનાં ટુકડાને પણ સારી રીતે વાપરી શકે તેમજ પોતાના સંસારમાં પૈસાનો બચાવ કરી શકે.

જો આ હુન્નર દરેક સ્ત્રી જાણતી હોય તો ઘરમાં બેસીને પણ આબરૂથી ધંધો કરીને ઘરમાં મદદરૂપ થઇ શકે, એટલા જ કારણથી મારી દરેક બ્હેનો માટે આ હુન્નર પોથી લખવાની મ્હારી ગોયા એક ફરજજ સમજું છું.

દાદી ટેરેસ, ખંબાલા હીલ,
મુંબઈ, તા. ૧૨-૧૦-૨૯

ગુલબાનુ હો. નરીમાન

# પ્રસ્તાવના

કટીંગ અને સોઇંગ જેવી ઘણીજ ઉપયોગી બાબદનું જ્ઞાન દરેક સ્ત્રીએ મેળવવું જરૂરનું છે, જેથી તેઓ પોતાનો સંસાર ચલાવવામાં એક મોટી રકમનો બચાવ કરી શકે. આ ચોપડીમાં ઘણીજ ઉત્તમ અને સહેલી રૂઢીથી કટીંગ અને સોઇંગની સમજ આપવામાં આવી છે. તે સાથે જ્યાં કપડાંની ઘટ હોય ત્યાં કેવી રીતે બીજું કપડું જોડવું, સાંધાઓ કેમ સીવવા વીગેરે દરેક બાબદ ઘણીજ સરળ રીતે સમજાવવામાં આવી છે ગમે તેટલું હલકું કપડું બંધબેસ્તાં માપ અને સારી સીલાઇથી જેટલુ દીપી નીકળે છે તેટલું ગમે તેવી મોંઘી લેસ યા ઉમદા ફેશન કીધેલું બ્લાઉઝ જો બરોબર ફીટ ન હોય તો ઘણુંજ કઢંગુ લાગે છે.

**કટીંગ** દરેક જાતનો પોષાક સીવવામાં પહેલ્લે દરજ્જે આવે છે માટે દરેક ઘરમાં તેમજ નિશાળોમાં આ ચોપડીનો ઉપયોગ કરવામાં આવે તો જેઓ પોતાને હાથે પોષાકો બનાવતાં હોય તેઓને તે ઘણીજ કીમતી અને મદદગાર થઇ પડશે. ખાસ કરીને બહારગામમાં જ્યાં આ હુન્નર શીખવાના સાધનો નથી અને જેઓ તેથી આ ઉમદા હુન્નર જાણવાથી બાકાત રહે છે તેઓને આ ચોપડી એક ઉત્તમ આશીર્વાદ સમાન થઇ પડશે.

બ્હેન મીસ નરીમાને પોતાની બ્હેનપણીઓને ઉપયોગી થઇ પડે એવી કીમતી ચોપડી લખવામાં પોતાનો ફુરસદનો વખત ગાળ્યો છે તે માટે તેમને ખચ્ચીત ધન્યવાદ ઘટે છે, અને તેમની આ પહેલીજ કોશેષને પુર ઉત્તેજન અને ફત્તેહ મળે એવી આશા રાખું છું.

તા. ૧૪-૧૦-૨૯ (સેવા સદન.) — જરબાઈ દોરાબજી અવાસ્યા

# થોડીક સુચના

પોશાક બનાવવામાં સફાઇની જરૂર મુખ્ય છે તેનાં વિના ગમે એટલાં મોઘાં કપડાંનો પણ તે બનાવ્યો હશે તો સુંદર દેખાશે નહીં. તે માટે સીવતી વેળા થોડીક સુચનાઓ ધ્યાનમાં રાખવાની જરૂર છે.

(૧) કંઇ પણ ચીજ વેતર્યા પછી તુરતજ જોઇતી રીતે ગોથવીને તે ઉપર ફાંક મારી લેવી, અને પછીજ મશીન મારવું. જે કર્યા પછી મશીનનાં છેડાઓને બરોબર ગાંઠ મારી કાપી નાંખવા, અને બધી ફાંક ઉખેડી કાઢવી

(૨) મશીન મારતી વખતે મોટું કપડું હોય તે બહારની બાજુએ રાખવું જેથી સાંધાઓ ઉપર મશીન ફેરવવું સહેલું પડે અને કપડું દુચાય નહીં.

(૩) મશીનનો દોરો હંમેશાં કાતરવડે કાપવો, તોડતાં બધું કપડું ખેંચાઇને સોસવણુ આવશે.

(૪) ખુણાંઓ ઉપર હંમેશાં મશીનનો પગ ઉચકીને કપડું ફેરવવું કે જેથી ખુણાં બરાબર પડશે.

(૫) જે સાંધાઓ બીજા સાંધાની સીલાઇમાં આવી જતા ન હોય, તેવા સાંધાઓ શરૂ કરતી વખતે ૧" થી ૧½" જેટલું ઉપરથી મશીન કરી, કીનારી ઉપરથી પાછું ફેરવી લેવું.

(૬) કોઇનું પણ સીવવું હોય તો પહેલાં શરીર ઉપરથી માપ લઇ તે એક ચોપડીમાં દરેકનાં નામ લખી નીચે લખવું, અને માપ કાઢી રાખવા. દરેક માપ ઉપર નામ લખીને રાખવા.

**સીવવાના સાધનો**:—માપ, કાતર, અંગુઠી, રંગની પેન સીલ, સોય, દોરો, મેઝરટેપ, તાંચણીઓ, પેપરવેટ. આ સર્વ જરૂરી ચીજો હંમેશાં તૈયાર રાખવી, કારણ આમતેમ એકેકી ચીજો શોધવા જશો તો વખત બરબાદ થશે અને વળી તે શોધતાં હાથ ધુળ મતોડામાં પડશે અને તેથી કપડું બગડશે.

**તા. ક.**—" આ નીશાની આખી ચોપડીમાં ઈંચ માટે વાપરવામાં આવી છે. અને અક્ષર પછીની " આવી નીશાની દબલ ડેશ સમજવી.




૧—૨
ગરદનની હાડકીથી વેસ્ટ.

૧—૩
લંબાઈ.

૪
ખભું.

૫
આગળી છાતી.

૬
છાતીનો ઘેરાવો.

૭
કમરનો ઘેરાવો.

૮
હીપનો ઘેરાવો.

૯
લાંબી બાંય.

૪—૧૦
ટુંકી બાંય.

૧૧
ખભાંથી ગળું.

૭—૧૨
ફ્રોકનો સ્કર્ટ.

૭—૧૩
કમરથી પેટીકોટની લંબાઇ.

૧—૧૩
નાઇટ ડ્રેસ-કીમોનાની લંબાઇ.



# સ્ત્રીનો શણગાર.

## ગળાંની પટી અને પાઇપીંગ.

ગળાની પટી અને પાઈપીંગને માટે હંમેશાં ક્રોસ (ત્રાંસા) કપડામાંથી ૩/૪" જેટલી પટી કાપવી અને તે જેટલી ખેંચાય એટલી ખેંચીને પછી ફાંકવી. ફાંકતી વેળા પટીનો હાથ તાઈટ અને ગળાંનો ઢીલો રાખી ફાંકવું જેથી ગળું સારૂ બેસશે. જ્યારે આપણે બ્હારથી પટી ફાંકયે ત્યારે તે પોતાની મેલે ગોળાકારમાં ઉઠલાય ત્યારે જાણવું કે તે ગળું ઘણું સરસ બેસશે, અને પાઈપીંગ હોય તો તે ઘણીજ સફાઇથી પાછી વળાશે. એક વખતનું મશીન માર્યા પછી ફાંક કાઢી નાંખી હાથેજ ઓટી લેવું. (આકૃતિ. નં–૧.)

### પટી કાપવાની રીત—કપડાંનો ટુકડો.

નં. ૧.




### સાંધાની સફાઇ.

૧. પાંચ અને સાત કાપનાં બદીઆનનાં પીછાં સાંધા સિવાય દરેક સાંધા પહેલાં અવળી બાજુથી ૧/૪" પર મશીન કરવું.

પછી સફાઇ કરી ઉંધે પડે સવળી બાજુનો સાંધો અંદર લઇ બીજીવાર મશીન કરવું. આ સાંધાને ફ્રેન્ચ સીમ કહે છે.

નં. ૨.—મોટું કપડું.

૨. કેઠે કપડું ઘટતું હોય અને સાંધો મારવો પડે તો જેટલો જોઇએ તેટલો કપડાંનો કકડો લઈ મોટાં કાપડ સાથે અવરી બાજુએ ½" સાંધો મશીનમાં મારી વચ્ચેથી છુટો કરી અસતરી મારશો તો કપડાંનો સાંધો બેમાલુમ થઈ જશે. (જુઓ આકૃતિ નં. ૨ અને ૩)




નં. ૩.—આખો બનાવેલો કકડો.



૩. ક્રોસ કપડું કાપેલું હોય તો સાંધો પણ ક્રોસ લેવો પછી તેને વચ્ચેથી ચીરી અસતરી કરવી. (જુઓ આકૃતિ નં. ૪.)

**નં. ૪—ક્રોસ સાંધો મારવાની રીત.**



૪. બદીઆનનાં ગાળામાં બોંય મુકવા માટે ગોળાકારને ફ્રેન્ચ સીમ થઇ શકતો નથી, તે માટે તેની સફાઈ કરવા ¾" પટી પાઈપીંગ માફક એક બાજુથી મુકી બીજી બાજુ ઉપર પાછી ઉથલાવી મશીન કરવું.

---

**કાપ વાંચવાની રીત.**

આ ચોપડીના દરેક કાપ દોરવા માટે ટેબલ આગળ ઉભાં રહી ડાબા હાથ ઉપરથી શરૂ કરવું. શરૂઆતની લાઇનને ૦ માફક નિશાની કરી છે, ત્યાંથી વાંચવા માંડો. (જુઓ આકૃતિ નં. ૫.)

કાપ વાંચવા સહેલા પડે તે માટે દરેક લાઇનને ક, ખ, ગ એ પ્રમાણે નામ આપ્યાં છે, જે લાઇન દોરેલી સમજવામાં મદદ થાય તેને માટે છે. એકેક લાઈન જોઇ તે પ્રમાણે પ્રેકટીસ કરવી.

આ કાપમાં સીલાઇ, ટાંકવાનું સર્વ અંદરજ આવી જશે, માટે કાપતી વેળા લાઈન ઉપરજ કાપી જવું.

$\frac{1}{4}$ કંમર કે $\frac{1}{4}$ છાતીનો ઘેરાવો એટલે કમરનો ચોથો ભાગ કે છાતીના ઘેરાવાનો ચોથો ભાગ સમજવો એજ પ્રમાણે $\frac{1}{2}$ માટે પણ વાપરવો.

## બચ્ચાંનાં બીબ (હોજ્યાં)

માપ.

લંબાઇ ૭$\frac{1}{2}$"

પહોલાઇ ૫$\frac{1}{2}$"

ગળું ૨" ઉતરતુ ૧$\frac{3}{4}$" પહોલું.




નં. ૫.

ક—ગળાં તરફની લંબાઇ.

ક'—લંબાઇની સામી સાઇડ.

ખ—પહોળાઇની લાઈન.

ખ'—હોજ્યાંની નીચલી કીનારી.

ગ—ગળું.

ગ'—ગળું માપવાની લાઈન.

ગ"—પીઠનું ગળું.

**માપ લેવાની રીતઃ**—ખભાથી જેટલું નીચું જોઇએ તેટલી લંબાઇ લેવી અને એક ખભાને નાકેથી બીજા ખભાને નાકે સુધી ખભાની **પહોલાઈ** જેટલી જોઈએ એટલી લેવી.

**ગળું:—જેટલું જોઇએ એટલું ગળું લેવું.**

**કાપ:—**કાપ દોરતી વેળા પહોળાઇ અને લંબાઇ જેટલી હોય તેટલું પહોલું, અને લાંબુ કાગળ માપીને લેવું. અને પહોળાઇમાં કાગળ વાળી ડબલ કરવું.

ક—જ્યાંથી કાગળ વાળ્યું હોય તે તરફનો ભાગ.

ક'—સામેની કીનારી કે જ્યાં બે પડ જણાશે.

ખ—ઉપલી સાઇડ.

ખ'—નીચલી કીનારી.

ગ'—ખ થી ૨" નીચે ક ની બાજુએથી ઉતરી એક નાની લાઇન ક' તરફ જતી દોરો.

ગ—દોરવા માટે તે નાની લાઈન ઉપરથી ૨" લંબાઈ અને ૧$\frac{1}{4}$" પહોળાઈ લઇ આગળનું ગળું દોરો.

ગ"—પીઠનું ગળું દોરવા માટે ગ' પર $\frac{1}{2}$" ઉપર જઇ ગ ને મેળવી ગોળાવો દોરો.

ઘ—ખ અને ક' મળીને ખુણું થાય છે તે ખુણાથી ૧" અંદર જઈ ગોળાવો દોરી તે ક' ને મેળવી ખ' અને ક' ના ખુણા તરફથી જોઈએ એવો શેપ લઈ કાપ પુરો કરો. (જુઓ આકૃતિ નં. ૫)

**વેતરવાની રીત:**—પહોળાઇનું માપ જે હોય તેના કરતાં બેવડું કપડું પહોળું, અને લંબાઇ જે હોય તેટલું કપડું લેવું. ઉપલું પડ અને નીચલું બને પડ સાથે વેતરાશે. પહોળાઇમાં કપડું બેવડું ફરી ફરી વાળીને તેની ડબલ બાજુએ, કાપની ક ની બાજુ ગોઠવી લાઇન દોરી કાપવું. ખ થી ગ" દોર્યું છે ત્યાં સુધી ક ની બાજુ કાપવી.

## સીવતી વેળા ધ્યાનમાં રાખવા જોગ બીના.

બન્ને પડ સાથે મેળવી ખ થી શરૂ કરી ગળાની આખી ફરતી બાજુએ ⅛" મશીન કરી ઉઠલાવવું અને બન્ને પડની વચમાં રૂ પહોળો કરી પાંથરી કીનારીએ લેસ લગાડી સીવી જવું. અને પાછળ ગ" આગળ કસ ટાંકવા.

## બચ્ચાંની લેંઘી.

માપ—કમરનો ઘેરાવો ૨૦"—લંબાઇ ૮"

## માપ લેવાની રીત.

**કમરનો ઘેરાવો:**—ફરતો માપવો, અને લંબાઇ માટે કમરથી જેટલી જોઇએ એટલી નીચી માપવી.

**કાપ**—કમરના ઘેરાવાનો અર્ધો ભાગ કરી તેમાં ૪" ઉમેરી તેટલું પહોળું અને લંબાઇ જે હોય તેટલું કાગળ લેવું, અને તે પહોળાઇમાં બેવડું કરવું.




નં. ૬.

કુ—કાપ શરૂ કર્યો તે બાજુ કે જે ડબલ રાખવી (વચલો ભાગ)

કુ'—કુ ની સામી બાજુ જ્યાં બે પડ છુટાં થાય છે તે સાઇડ.

ખ—કમર.

ખ'—નીચલી કીનારી.

ગ—પાયજાનો ગોળાવો.

કુ—ઉપરથી ૮" લંબાઇ રાખવી. આ ભાગ ડબલ વાળ્યું છે તે તરફનો આવશે.

ક'—ક નાં જેટલીજ લેવી.

ખ--પહોળાઇ $\frac{1}{4}$" કમર + ૨" = ૭" લેવી.

ખ' પણ ખ ના જેવીજ લેવી.

ગ—ક ની તરફથી ખ' ઉપર ૨" અંદર જઇ ટૉપ કરવી, અને ખ' ની લાઇન ઉપરથી ક તરફથી ૨" ઉપર જઇ ટાંપ કરી તે બંને ટાંપો ગોળાકારમાં જોડવી. આ કાપ પહોળો કરશો તો આગળ કે પછવાડેનો આખો ભાગ આવશે. ક' ઉપર સાંધા આવશે (જુઓ આકૃતિ નં. ૬.)

વેતરતી વેળા આગળ તથા પાછળના ભાગ સાથે વેતરાશે. ખ' તરફનો ૨" નો ભાગ આખો રહેશે તેથી લંબાઇમાં ડબલ કપડું લેવું અને તેમાં ૩" લેફાનું ઉમેરી તેટલી લંબાઇ લેવી અને પછી વચ્ચેથી વાલવું. આગળ પછવાડે ૧$\frac{1}{2}$" લેફાનું રાખી તેટલો નીચેથી કાપ ગોઠવવો.

**સીવતી** વેળા સાઇડનાં સાંધા ક' બંને પડનાં સાથે મેળવી સીવવું, અને પછી નીચે લેસ લગાડી ઉપરનો લેફા બહારની બાજુ વાળી ૧" પહોળો રાખવો અને ગમે તે બાજુ હોલ ગુંથવો. કે વચલી બાજુપર જરા કાપ મુકી વાલીને સીવવું.

---

## બચ્ચાંની બોનેટ.

**માપ લેવાની રીતઃ**—(૧) કપાલની કીનારીથી બોચી સુધી ઉંડાઇ માપવી. (૨) **આગળનાં ઘેરાવા** માટે એક કાનની નીચેથી શરૂ કરી, માથાની કીનારીને ફરતું લઇ બીજા કાનની નીચે સુધી માપવું. (૩) **નીચેની પટી** માટે કાનની નીચેથી શરૂ કરી બોચી પરથી લઇ બીજા કાન સુધી લેવું.

**માપ.**—ઉંડાઇ ૯"

આગળનો ઘેરાવો ૧૨"

નીચેની પટી ૭"

ગળાનાં માપનું અર્ધું કરી તેમાં ૨½" ઉમેરી તેનેથી ડબલ પહોળું તથા ઉંડાઇ જેટલી હોય તેટલું લાંબુ કાગળ લેવું.




**નં. ૭.**

કુ—ઉંડાઇ.

કુ'—ઉંડાઇની સામી સાઇડ.

ખ'—ઘેરાવાનો ઉપલો ભાગ.

ખ—બોચી તરફનો ભાગ.

ગ'—ગોળાઇ માટે વધારેલો ભાગ.

ગ—આખો ગોળાવો.

કુ—કાગળની વાળેલી સાઇડ ઉંડાઇ જેટલી લાંબી લેવી.

કુ'—કુ ની સામી સાઇડ જે બોચીના માપનો અર્ધો ભાગ લઇ તેમાં ½" ઉમેરી તેટલે છેટે દોરવી.

ખ—ગળાંનાં માપનો અર્ધો માપ લઇ તેમાં ½" ઉમેરી કુ ને કુ' ને જોડીને દોરવી.

ખ'—ખ નાં જેટલીજ ઉપલી બાજુ દોરવી.

**ગ—ગ દોરવા માટે ખ' ને કુ' મળે છે તે ખુણાં આગળથી ૧" ક્રોસ અંદર જઇ ત્યાં ટાંપ કરવી. કુ' નું અર્ધું કરી તેમાંથી ૧" બાદ કરી ખ' તરફથી તેટલું નીચે ઉતરી ગ' ૧½" આડી લાઇન દોરવી. પછી ગ' ગ" જોડી ગ આખો દોરી ખ ને મેળવવો. (જુઓ આકૃતિ નં. ૭.)**

**વેતરવાની રીતઃ**—ક અને ક' ની પહોળાઇ ડબલ આવે તેટલું કપડું લઇ, વાળેલી બાજુએ ક મુકી દોરીને કાપવું. એજ પ્રમાણે અસતરનું કપડું પણ કાપવું.

**પટીઃ**—આગળનાં ઘેરાવામાં ૧" સીલાઇનું ઉમેરા ૩" ની પટી કાપવી.

**ગળાંની પટીઃ**—ગળાંનાં ઘેરાવામાં ૧" સીલાઇનું ઉમેરી ૨" પહોળી પટી કાપવી.

**સીવવાની રીતઃ**—અસતરનાં કપડાંની ઉપર ચટું પડ ઉપર રાખીને ફ્રેનસી કપડું મોટી ફાંક મારી જોડવું. પછી ટોપીનાં ઘેરાવા ઉપર ક ની લાઇન ઉપર વચ્ચે ઝીણી ચમટી કાતર વડે કાપવી. તેજ પ્રમાણે ઘેરાવાની પટી ઉપર પણ નીશાની કરવી, અને અંદરની બાજુએથી પટીની ઉધી સાઇડ ઉપર રાખી પેલાં મોટાં કપડાં સાથે ફાંકી જવું. મોટાં કપડાં તેમજ પટીનાં કપડાંની વચ્ચેની નીશાનીઓ મેળવવી. આગળ ગમે તે લગાડી, નીચેની પટી બંને નાકેથી થોડી વાળી પહોલી પટીની માફક અંદરથી મુકી બહાર વાળી મશીન કરવું. પછી ગમે તેવી રીતે રીબન લગાડવી.

---

## બચ્ચાંનાં ત્યુનીકસ.

ત્યુનીકને માટે બચ્ચાંને આપણી તરફ પીઠ કરી ઉભું રાખી, ગરદનની હાડકીથી વેસ્ટ, કમરના ખાડા સુધી માપ લેવું, અને તેની સાથે લંબાઇ જેટલી જોઇએ એટલી લેવી. લંબાઇ ઘણું કરીને હીપથી ૨" વધારે આવશે. બચ્ચાંની હીપ વેસ્ટમાં ૫" ઉમેરવાથી આવશે. પછી છાતીનો ઘેરાવો ફરતો લેવો. બાંય ખભાથી જેટલી જોઇએ એટલી લાંબી માપવી. ગળું જેટલું ઉતરતું જોઇએ એટલું માપવું. નાનાં બચ્ચાં માટે ૨૭" પનાનું પોણો વાર કપડું જોઇશે.

## માપ.

| | |
|---|---|
| વેસ્ટ ૭½" | ખભાથી બાંય ૬" |
| હીપ ૧૨½" | ગળું ૨¼" |
| લંબાઇ ૧૪½" | |



નં. ૮ (ક)

ક—કાપ શરૂ થાય છે તે કીનારી.
ખ—ખભાંની લાઇન.
ગ—ગળું.
ઘ—છાતીનો ઘેરાવો.
ચ—બાંયની લાઇન.
છ—વેસ્ટની લાઇન
જ—સાઇડ
જ'—સાઇડ દોરવામાં મદદ કરે છે તે લાઇન.
ટ—નીચલી લાઇન.

ક—લંબાઈ જેટલી હોય તેમાં ½" ઉમેરી તેનાથી દબલ કાગળ લેવું.

ખ—જ્યાંથી કાગળ દબલ વાળ્યું છે તે લાઇન. ખભું ગળાથી જે લંબાઇ હોય તેટલી લેવી.

ગ—છેક ઉપરથી ૨¼" નીચું અને ૧½" પહોળું લઇ આગળના ગળાંની ગોળાઇ દોરવી.

**ગ'**—પાછળનાં ગળાં માટે ઉપરથી ½" નીચે ઉતરી આગળના ગળાંની પહોળાઇને મેળવવુ.

**ઘ**—છેક ઉપરથી સાધારણ બાંયની પહોળાઇ માટે ૪" ઉતરી ક થી સામી તરફ જતી લાઇન દોરવી. તે લાઇન ઉપર ¼" છાતીનાં ઘેરાવામાં ૧" ઉમેરી ટાંપ કરવી, અને તે લાઇનિ લંબાવી ખ અને ઘ જોડીને ચ દોરવી.

**છ**—એકદમ ઉપરથી ૭½" વેસ્ટ ઉતરી આડી લાઇન દોરવી.

**જ'**—છાતીના ઘેરાવાની ટાંપ કરી છે તે સીધી છ ની સાથે જોડવી.

**જ**—જ' થી ૧" બહાર કાઢી છાતીના ઘેરાવાથી આડકત્રી લાઇન લંબાઇ સુધી દોરવી. આમ કરતાં જ, ક કરતાં ½" ઓછો રહેવો જોઇએ.

**ટ**—ક અને જ જોડીને એક લાઇન દોરવી. ( જુઓ આકૃતિ નં. ૮ ક. )

**વેતરવાની રીતઃ**—ક થી ચ સુધીની પહોળાઇ માપવી, અને તેનાથી ડબલ પહોળું અને લંબાઇ જે હોય તેનાં કરતાં ડબલ લાંબુ કપડું લેવું. લંબાઇમાં આખું ડબલ કરવું અને તેને ખભા આગળથી ડબલ કરવું જેથી ચોવડી ઘરી થશે. તેની ઉપર ખભાં બાજુથી કાપ મુકી પેનસીલથી કાપ દોરવો. ગળું કાપતી વેળા પીઠનું ગળું બંને પડ સાથે કાપી, ઉપલું પડ ઉંચકી આગળનું ગળું કાપી, બધી પેનસીલની લાઇન કાપી જવી. પીઠનાં ગળાંની વચ્ચેથી બટન હોલની પટી માટે કાપ મુકવો. ( જુઓ આકૃતિ નં. ૮ ક.)

**સીવતી વેળા ધ્યાનમાં રાખવાની બીનાઃ**—ગળું સર્વથી પહેલાં તૈયાર કરવું. બટન હોલની પટી ડાબી બાજુ અંદરની બાજુથી મુકી જમણી તરફ સુધી આખીજ ફાંકી મશીન કરી, બંને કીનારીએ સફાઇ કરી બહાર વાલી મશીન કરવું. હંમેશાં ફ્રેન્ચ સીમ સીવવા.

## ત્યુનીક સાથે પહેરવાનાં બચ્ચાંના પાટલુન.

માપ.

કમર ૨૨"—પાયજાની પહોળાઈ ૬"
લંબાઇ ૧૦"

એકદમ ઉપરથી કાગળની લંબાઇ અર્ધી લઇ તેમાં ૧½" ઉમેરી તે માપી ટાંપ કરી કમરથી ક' સુધી ગેળાશ પડતી લીટી દોરવી.




નં. ૮ (ખ)

ક—લંબાઇ.

ક'—લંબાઇની સામી સાઇડ જે છુટી રહે છે.

ગ—ખસતક

ઘ—પાયજાનાં સાંધા.

ક—જેટલી લંબાઇ હોય તેમાં ૧½" લેફા માટે અને ૨" મોહરી માટે વધુ રાખી તેટલો લાંબો કાગળ લઇ, કમરનાં ઘેરાવામાં ૩½" ઉમેરી તેટલું પહોળું કાગળ લેવું

ક'—સામી સાઇડ.

ખ—ખ' કમરનાં ઘેરાવામાં ૩½" ઉમેરી તેનાથી ડબલ પહોળાઇનું કાગળ લેવું.

ગ—ક બાજુથી સામી તરફ ½" કમર+૨" = ૭½" માપી ટાંપ કરવી.

ઘ—નીચલી કીનારી ક થી ક' તરફ ૯" માંથી ત્યાં ટાંપ કરી ખસતકની લાઇનિ ગ સાથે ગોળાકારમાં જોડવી. ખ' થી ૨" ઉપર જઇ મોહરી માટેની લાઇન દોરવી. તેજ પ્રમાણે લેફા માટે ખ થી ૧½" ઉતરતી એક લાઇન દોરવી. આ પ્રમાણે એક આખો પાયજો દોરાશે. જે કાપ ડબલ કપડાં ઉપર મુકી વેતરશો તો બંને પાયજા સાથે કપાશે.

**સીવવાની સમજણુઃ**—બંને પાયજાનાં ગ પહેલાં જોડવા પછી ઘ નો નીચેનો ગોળાવો જોડવો. અને ત્યાર પછી લેફા અને નીચેની મોહરી વાળવી. ઉપર જોઇએ તો લેફામાં નાડું પોવું અને નહીં તો કે પટા કરી બચ્ચાંનાં વપરાશમાં લેવું.

---

## બચ્ચાંના રોમપર્સ.

રોમપર્સનું માપ ત્યુનીકની પેઠેજ લેવું. ફક્ત લંબાઇ તેનાં કરતાં વધુ, ગુંટણુથી લગભગ ૨" ઉપર લેવી. એમાં ઉપરનાં બ્લાઉઝનો તેમજ પાટલુનનો કાપ સાથેજ આવશે જે સાત વર્ષ સુધીનાં બચ્ચાંને ઠીક લાગશે.

### માપ.

| | |
|---|---|
| વેસ્ટ ૭½" | હીપનો ઘેરાવો ૨૪" |
| હીપ ૧૨½" | ખભાથી બોંય ૭" |
| લંબાઇ ૧૭" | ગળું ૨½" |
| છા. ઘેરાવો ૨૨" | |

બે વર્ષનાં બચ્ચાં માટે ૩૬" પનાનું કે ૨૭" પનાનું કપડું ૧¾ વાર જોઇશે. ૪૫" પનાનું પોણો વાર જોઇશે.

લંબાઇનું માપ લઇ તેનાથી બેવડું કાગળ લઈ વચ્ચેથી વાલવું. તે ખભાની સાઇડ આવશે.

નં. ૯.

ક—લંબાઇની લાઇન.
ખ—આગળનું ગળું.
ખ'—પીઠનું ગળું.
ગ—ખભું.
ઘ—છાતીના ઘેરાવાની લાઇન.
ઘ'—વેસ્ટની લાઇન.
ઘ''—હીપની લાઇન
ચ—ઓંય
છ—સાઇડ
છ'—વેસ્ટ અને હીપની વચ્ચેની ટાંપ
જ'—નીચલી લાઇન
જ—પાયજાની લાઇન
ઝ—નીચલો ગોળાવો.

ક—લંબાઇ જેટલી હોય તેટલી ૧૭" લેવી.

ખ—એકદમ ઉપરથી ૨$\frac{1}{4}$" નીચે ઉતરી ૧$\frac{1}{2}$" પહોળાઇ લઇ ખ આગળનું ગળું દોરવું.

ખ'—$\frac{1}{2}$" નીચે ઉતરી આગળના ગળાની પહોળાઇને મેળવી પીઠનું ગળું દોરવું.

ગ—ગળાની પહોળાઇથી બાંય જેટલી હોય તેટલી માપી, ટાંપ કરવી.

ઘ—છેક ઉપરથી ૪" બાંયની પહોળાઇ માટે ઉતરી, છાતીના ઘેરાવાની લાઇન દોરવી. તેની સાથેજ બાંયની લંબાઇ પણ આવશે. તેની ઉપર ¾" છાતીના ઘેરાવામાં ૧" ઉમેરી ટાંપ કરવી.

ઘ'—વેસ્ટ માટે ৬¾" ઉપરથી ઉતરી લાઇન દોરવી. અને છાતીના ઘેરાવાની ટાંપથી હીપ અને વેસ્ટ લાઇનની વચ્ચેની ટાંપ લઈ સીધી લાઇન દોરવી.

ઘ'—હીપની લાઇન વેસ્ટની લાઇનથી ૫" ઉતરીને દોરવી.

જ'—લંબાઇની લાઇન ક તરફથી થોડી જગા રાખી દોરવી.

ચ—ગ અને ઘ ને જોડીને બાંયને માટે લાઇન દોરવી.

છ'—છાતીના ઘેરાવાની ટાંપથી હીપ અને વેસ્ટ લાઇનની વચ્ચે સુધી લાઇન દોરવી.

છ—છ' થી ૧" બહાર કાઢી ટાંપ કરવી. જ્યાં ઘ અને ચ મળીને ખુણું બનાવે છે તે ખુણાથી છ' થી ૧" બહાર નીકળી ટાંપ કરી છે. તે ટાંપ સુધી વાંકી લાઇન દોરવી અને ત્યાંથી લંબાઇ સુધી જરા ગોળાકારમાં દોરવી ઘ અને ચ ની વચ્ચેનાં ખુણાથી જરા બહાર નીકળી ટાંપ કરવી. ચ અને તે ટાંપને છ સાથે ગોળાકારમાં જોડવી.

જ—જ' થી છ તરફ ૧" ઉપર જઇ ટાંપ કરવી. તે ટાંપથી નીચલી લાઇન પર ૫" ક્રોસ માપી લાઇન દોરવી.

ઝ—લંબાઇની લાઇન પરથી ૨¾" ક તરફથી ઉપર જઇ જ સાથે સાથે ગોળાકારમાં જોડો. (જુઓ આકૃતિ નં ૯.)

**વેતરવાની રીત**—ટ્યુનીકમાં બતાવ્યા પ્રમાણેજ વેતરવું. ક તરફથી કપડું ડબલ આવશે.

**સીવવાની રીત**—સીવતી વેળા ધ્યાનમાં રાખવું કે નીચે ગોળાકાર છે તે સીવી લેવો નહિ પણ આગળ અને પાછળનો ભાગ છુટો રાખી, ગળાની માફક ક્રાસ પટી મુકવી અને તેને બટન હોલ કરવાં. ગમે તો પાયજામાં લેસ્ટીક પોવી જેથી નીચે ફીટ બેસશે.

---

## બચ્ચાંનાં પેટીકોટ.

માપ લેવાને માટે બચ્ચાંને આપણી તરફ પીઠ કરીને ઉભું રાખવું

(૧) **વેસ્ટ** બોચીની હાડકીથી કમરના ખાડા સુધી.

(૨) **હીપ** વેસ્ટથી ૫" વધુ.

(૩) **લંબાઇ** જેટલી જોઇએ એટલી લેવી પછી આપણી તરફ મોં કરાવવું.

(૪) **છાતીનો ઘેરાવો** ગોળ ફરતો માપવો.

(૫) **હીપનો ઘેરાવો** ફરતો માપવો.

(૬) **ખભું** ગરદનથી ખભું જેટલું પહોળું જોઇએ તેટલું લેવું ઘણું પહોળું ન લેવું. સાધારણ ૨"થી ૨½" આવશે.

(૭) **ગળું** ખભાંથી જેટલું જોઇએ એટલું નીચું લેવું.

### માપ.

| | |
|---|---|
| વેસ્ટ ૧૩" | છાતીનો ઘેરાવો ૨૮" |
| હીપ ૧૮" | હીપનો ઘેરાવો ૩૧" |
| લંબાઇ ૩૧½" | ખભું ૨½" |
| | ગળું ૪½" |

પેટીકોટ માટે લંબાઇમાં ½" ઉમેરી તે માપથી ડબલ કાગળ લેશો તો આગળ પછવાડેનો ભાગ સાથે દોરાશે. એનું ગળું ફ્રોક પહોળું અને નીચું લેવું.




ન. ૧૦

ક—લંબાઇ.

ખ—ગળું.

ખ'—પીઠનું ગળું

ગ—ખભું.

ઘ—બાંયનો ગાળો

ઘ'—છાતીનો ઘેરાવો

ઘ''—મુંડાના ગાળાનો પીઠનો ભાગ.

ચ—સાઇડ.

ચ'—વેસ્ટની લાઇન.

છ—ઘેરાવાની લાઇન.

છ'—હીપની લાઇન.

જ—નીચલી કીનારી.

ક—લંબાઇ જેટલી હોય તેટલી લેવી.

ખ—એકદમ ઉપરથી ૪૧/૨" નીચું અને ૩૧/૨" પહોળું લઇ આગળનું ગળું દોરવું.

ખ'—એકદમ ઉપરથી ૨" નીચે ઉતરી આગળનાં ગળાંની પહોળાઈને મેળવી પીઠનાં ગળાં માટે ગોળાવો દોરવો.

ગ—ગળાંની પહોળાઈથી ૨½" ખભું માપી ½" ઉતરતી લાઇન દોરવી.

ઘ'—એકદમ ઉપરથી ૬½" ઉતરી છાતીના ઘેરાવાની લાઇન દોરવી અને ¼ છાતીનો ઘેરાવો લઇ તેમાં ૨" ઉમેરી તે લાઇન ઉપર ક તરફથી સામી તરફ તેટલું માપી ટાંપ કરવી.

ઘ—ખભાંથી ગ થી ઘ' સુધી મુડાંનાં ગાળાનો આગળનો ગોળાવો દોરવો. અને પીઠનાં ગોળાવા માટે ૧" બહાર નીકળી ગ અને ઘ' મેળવી દોરવો.

ચ'—એકદમ ઉપરથી ૧૩" વેસ્ટ ઉતરી વેસ્ટની લાઇન દોરવી.

છ'—વેસ્ટની માફકજ ઉપરથી ૧૮" ઉતરી હીપની લાઇન દોરવી. ઘ' થી છ' સુધી સીધી લાઇન દોરવી. છાતીના ઘેરાવાથી હીપ સુધી.

ચ—ચ'પર ૧" બહાર કાઢી છાતીનો ઘેરાવો ઘ' થી તે ટાંપ મેળવી વાંકી લાઇન દોરવી.

છ—છ' લંબાવી ચ ની લાઇન પુરી થાય છે ત્યાંથી ૪" બહાર વધારી તે લાઇન નીચે લંબાઇ સુધી લઈ જઈ જોડવી. જેમ ૪" બહાર વધુ લીધા તેજ પ્રમાણે તેજ ચ ની લાઇન પુરી થાય છે ત્યાંથી ૪" અંદર જઈ એક ટાંપ કરવી. હવે ચ ની લાઇન પુરી થાય છે ત્યાંથી ½" ઉપર જઇ, પેલી અંદરની ૪" ની ટાંપ છે ત્યાં સુધી જરા ગોળાકારમાં મેળવવી.

જ—ક અને છ મેળવીને લાઇન દોરો. (જુઓ આકૃતિ નં. ૧૦)

## વેતરવાની રીત.

વેતરતી વેળા જેમ ગળું વેતરીએ છીએ તેજ પ્રમાણે મુંડાનો ગાળો પણ બન્ને પડનો સાથે કાપી ઉપલું પડ ઉંચકી આગળનો ભાગ કાપવો. બોરડરને માટે લંબાઈ ૩" વધુ લેવી એટલે કપડું બધું મળીને ૬" વધુ રાખી દબલ વાળવું.

## સીવવાની રીત.

સીવતી વેળા સાઇડના ઉપલા ભાગનાં સાંધા તથા ખભાં જોડી મુંડાંનાં ગાળામાં ક્રોસ પટી નહીંતો ઝીણી લેસ લગાડવી. નીચલો ઘેરાવો પણ ગોળ કરી ઉપરના સાઇડના કાપ સાથે ગેધર કરી બેસાડવો. દસ વર્ષનાં બચ્ચાં માટે બે વાર ૩૬" પનાનું કપડું જોઇશે. મોટી છોકરીઓ માટે અઢી વાર કપડું લેવું.

---

## બચ્ચાંનાં ફ્રોક.

માપ પેટી કોટમાં લીધું તેજ પ્રમાણે લેવું.

### માપ

| | |
|---|---|
| વેસ્ટ ૧૩" | હીપનો ઘેરાવો ૩૨" |
| હીપ ૧૮" | ખભાંથી બાંય ૯" |
| આખી લંબાઇ ૩૧½" | ગળું ૩½" |
| છાતીનો ઘેરાવો ૨૮" | |

લંબાઈમાં ½" ઉમેરી તે માપથી દબલ કાગળ લઈ વચ્ચેથી વાળવું, જેથી આગલો અને પીઠનો ભાગ સાથેજ દોરાશે. વાળેલી કીનારી ખભું અને બાંયનો ભાગ થશે. (જુઓ આકૃતિ નં. ૧૧.)



નં. ૧૧

ક–લંબાઇ.

ખ–આગળનું ગળું

ખ'–પીઠનું ગળું.

ગ–ખભું.

ઘ'–છાતીનો ઘેરાવો.

ઘ–ઓાંયનો ભાગ.

ચ–ઓાંય.

છ'–વેસ્ટ.

છ–સાઇડ.

જ'–હીપની લાઇન.

જ-નીચેનો ઘેરાવો.

ટ–ઘેરાવાની નીચલી કીનાંરી.

ક—લંબાઇ જે હોય તેમાં ½" ઉમેરી લાઇન દોરવી.

ખ—ઉપરથી ૩½" નીચે ઉતરી ૨¾" પહોળાઈ લઇ આગળનું ગળું દોરવું

ખ'—એકદમ ઉપરથી ½" નીચે ઉતરી આગળનાં ગોળાવાને મેળવી પીઠનું ગળું દોરવું.

ગ—ગળાંની બાજુથી બોંયની લંબાઇ જેટલી હોય (૯") તેટલી લઇ ટાંપ કરવી.

ઘ'—એકદમ ઉપરથી ૫½" નીચે ઉતરી એક લાઇન દોરવી. તેજ લાઇનિ ઉપર ¾ છાતીનો ઘેરાવામાં ૧½" ઉમેરી છાતીનાં ઘેરાવાની ટાપ કરવી.

ઘ—ઘ' થી લાઇન આગળ વધારી બોંય માટે ગ ના જેટલી રાખવી.

ચ—ગ અને ઘ જોડીને લાઇન દોરવી.

છ'—છેક ઉપરથી ૧૩" વેસ્ટ માટે ઉતરી છાતીનાં ઘેરાવાની લાઇન માફક દોરવી.

છ—ઘ' થી હીપ સુધી સીધી લાઇન દોરવી. છ' પર ૧" બહાર કાઢી ઘ' થી હીપ સુધી ક્રોસ લાઇનિ દોરવી.

જ'—વેસ્ટની લાઇનિથી ૫" નીચે ઉતરી હીપ માટે લાઇન દોરવી. છ પુરો થાય છે ત્યાંથી ૪" અંદર જઇ ટાંપ કરવી અને છ ની લાઇન ઉપરથી ½" ઉપર જઇ તે ૪" ની ટાંપ સાથે ગોળાકારમાં મેળવવી.

જ—જ' હીપની લાઇન ૪" વધુ લાંબી કરવી અને તે લંબાઇ સુધી દોરવી.

ટ—ક અને જ જોડી એક લાઇન દોરી કાપ પુરો કરો.

પેટી કોટમાં બતાવ્યું છે તેજ પ્રમાણે બોરડરનાં ૩" વધારે રાખી તેનેથી ડબલ કપડું લઇ વેતરવું. અને આગળ બતાવ્યા પ્રમાણે સીવી તૈયાર કરવો.

૩૬" પનાનું ૨ વાર કપડું ૧૦ થી ૧૨ વર્ષનાંને માટે જોઇશે.

---

## બેગ્યા બ્લાઉઝનું માપ લેવાની રીત

સામા માણસને આપણી તરફ પીઠ કરી ઉભું રાખવું.

**વેસ્ટ**—ગરદનની હાડકીથી કમરનાં ખાડા સુધી માપ લેવું.

**લંબાઈ**—વેસ્ટ આગળ આંગળી રાખી લંબાઇ જેટલી જોઇએ તેટલી લેવી.

હવે મોં આપણી તરફ રાખી ઉભું રાખવું.

**છાતીનો ઘેરાવો**—ફરતો માપવો.

**હીપનો ઘેરાવો**—ફરતો માપવો.

**ખભાંથી બોંય**—ગરદનની બાજુથી બોંય જેટલા જોઇએ તેટલી લાંબી રાખવી.

ગળું—ગરદનની બાજુથી જેટલું નીચું જોઇએ એટલું માપવું.

તા. ક.—લંબાઇમાં ½" ઉમેરી તે માપથી ડબલ કાગળ લઇ વચ્ચેથી વાળવું. આ ખભાં ને બોંયની લાઈન થશે.

### બેગ્યા જંપર (નં. ૧.)

ક—લંબાઇ.

ખ—આગળનું ગળું

ખ'—પીઠનું ગળું.

ગ—ખભાંથી બોંય.

ઘ'—છાતીનો ઘેરાવો.

ઘ—બોંયની લંબાઇ.

ચ—બોંયની પહોળાઇ.

છ'—ઘ' થી જ જોડે છે તે સીધી લાઇન.

છ—સાઇડ.

જ—નીચલી કીનારી.

**ક**—લંબાઇમાં ½" ઉમેરી લેવી.

**ખ**—આગળનું ગળું ૪½ નીચે ઉતરી ૨¾" પહોળાઈ લઇ ગોળાવો દોરવો.

**ખ'**—એકદમ ઉપરથી ½" નીચે ઉતરી આગળનાં ગળાંની પહોળાઇને મેળવી પીઠનું ગળું દોરવું.

**ગ**—ગળાંની પહોળાઈથી જેટલી બાંય લાંબી હોય (૧૧") તેટલી લઇ ટાંપ કરવી.

**ઘ**—એકદમ ઉપરથી **ક** તરફથી ૬½" નીચે ઉતરી એક લાઈન ઉપલા ગ ની લંબાઇ સુધીની દોરવી.

**ઘ'**—**ઘ** માંથી ¼ છાતીનાં ઘેરાવામાં ૨" ઉમેરી તે ટાંપ તે લાઇન ઉપર કરવી.

**છ'**—**ઘ'** છાતીનાં ઘેરાવાથી નીચલી લંબાઈ સુધી લાઇન દોરવી.

**છ**—લંબાઇ પર ¼ હીપનાં ઘેરાવામાં ૧" ઉમેરી તે પર ટાંપ કરવી. વેસ્ટની ટાંપ કરી છે ત્યાંથી **છ'** પરથી ½" અંદર જઇ **ઘ** અને **છ** નું ખુણું બને છે ત્યાંથી જરા બહાર નીકળી **ચ** થી શરૂ કરી, તે ટાંપ લઇ વેસ્ટની ટાંપ સાથે મેળવી હીપ સુધી સાઇડ દોરવી.

**જ**—**ક** અને **છ** જોડીને લાઇન દોરી કાપ પુરો કરો, જેમ કરતાં ધ્યાન રાખવું કે **ક** કરતાં **ઘ** ½" ઓછો રહેવો જોઇએ.

(જુઓ આકૃતિ નં. ૧૨.)

ફ્રોકમાં બતાવવા પ્રમાણે ચાર ઘડી કરી, કાપ મુકી, કાપી જવું.

૨૭" પનાંનું દોઢવાર કપડું મેગ્યા જંપર માટે જોઇશે. ૪૫" પનાંનું નાની સાઇઝનાં જંપર માટે પોણો વાર બસ થશે. સાઇડના કકડા વધે તેમાંથી કોલર કરવા.

---

## મેગ્યા જંપર (નં. ૨.)

માપ

| | |
|---|---|
| વેસ્ટ ૧૪½" | હીપનો ઘેરાવો ૩૯" |
| લંબાઈ ૨૪" | ખભાંથી બાંય ૧૧" |
| છાતીનો ઘેરાવો ૩૨" | ગળું ૪½" |

હાલમાં બાંય ઉપર સાંધો મારવાની ફેશન છે, તે કોઇ સીધો મારે છે. અને જો સારી રીતે હાથ પર બેસે તેવી બાંય જોઇએ, તો ગ' ઉપલી ડબલ કીનાંરીથી $\frac{3}{4}$" ઉતરી, ગળાંની પહોળાઇથી બાંયની જે લંબાઇ હોય તે માટે ક્રોસ લાઇન દોરવી. હવે આ રીતે $\frac{3}{4}$" ઉતરશો તો બાંય તાઇત થઇ જશે તે માટે છાતીનાં ઘેરાવાની સાથે બાંયની લાઇનિ ગ જેટલી લંબાવી તે છેડા આગળથી $\frac{3}{4}$" નીચે ઉતરી સાઇડ સાથે વાંક પડતોજ જોડવો. જેથી ચીત્રમાં બતાવ્યા પ્રમાણે દેખાશે. એ પ્રમાણે જેટલું ઉપરથી ઉતરતું જોઇએ તેટલુંજ નીચલી લાઇન પરથી ઉતરતું લેવું. કાપતી વેળા ગ ની લાઇન પરથી કાપ કાપવો.

---

## બેગ્યાનો કોલર કાપવાની રીત.

(આકૃતિ નં. ૧૪)




બ્લાઉઝ આખું વેતયાં પછી ગ આગળથી ડબલ કીધેલું કાઢી નાંખવું. એટલે પેસ અને પીઠનાં ગળાંનો ગોળાવો થશે. ક ની તરફથી આખો ખ એક કપડાંનો ટુકડો લઇ પહોળાઇમાં ડબલ કરી તે કીનાંરી ઉપર ગોથવવું. ૨$\frac{1}{2}$" થી ૩" પહોળાઇ રાખી કોલરનો ગમે તેવો શેપ દોરી કાપી કાઢવો. (જુઓ આકૃતિ નં. ૧૪.)

**નોંધ**—કોલર તૈયાર કરી બ્લાઉઝ આખુ પહોળું કરી તે ઉપર પહોળો કીધેલો ભાગ ખ આગળથી બરોબર વચ્ચેથી ફાંકવો. તે

કર્યા પછી ક્રોસ કાપેલી પટી બહારની બાજુએથી મુકી મશીન કરવું. પછી પટી પાછી વાળતી વેળા કોલર આખો આપણી તરફ બહાર કાઢીને ફાંકવો, જેમ કરતાં સીલાઈ બહાર દેખાશે નહી. પછી તેમજ કોલર રાખીને મશીન પણ મારશો તો ચાલશે.

---

## કાપનાં બ્લાઉઝનો કોલર વેતરવાની રીત.

(આકૃતિ નં. ૧૫)




કાપનાં બ્લાઉઝનો પણ એજ માફક ગોઠવી કોલર કાપવો. કોલરને માટે ગોઠવવાં પહેલાં ખભાં જોડી દેવાં.

(જુઓ આકૃતિ નં. ૧૫)

## કાપનાં બ્લાઉઝનું માપ લઇ ભાગ કરવાની રીત.

જેનું માંપ લેવું હોય તેને આપણી તરફ પીઠ કરી ઉભું રાખવું.

૧ વેસ્ટ—ગરદનની હાડકીથી કમરના ખાડા સુધી માપ લેવું.

૨ લંબાઇ—વેસ્ટ પર મેઝરટેપ પકડી રાખી લંબાઇ જેટલી જોઇએ તેટલી લેવી.

**૩ ખભું**—ગરદનની બાજુમાંથી ખભાંનો ઢળાવ જેટલો હોય તેટલું માપવું,

પછી તે માણસને આપણી તરફ મોં કરી ઉભું રાખી આગળનું માપ લેવું.

**૪ આગલી છાતી**—હાથ સીધા નીચે રખાવી ગળાંથી પાંચ આંગળ નીચે એક ખુણાથી બીજા ખુણાં સુધી માપવું.

**૫ છાતીનો ઘેરાવો**—ફરતો માપવો.

**૬ કમરનો ઘેરાવો**—ફરતો માપવો.

**૭ બાંય**—જ્યાંથી આગલી છાતીનું માપ લઇએ છીએ ત્યાંથી જેટલી લંબાઇ જોઇએ તેટલી હાથ નીચો રખાવીનેજ લેવી.

**૮ ગળું**—ગરદનની બાજુથી જેટલું જોઇએ એટલું નીચું માંપવું.

## બ્લાઉઝ ઉપરથી માપ લેવાની રીત.

પાછળ કે આગળ બટન જે હોય તે બધાં પોઇ, બ્લાઉઝ આખુ ગોળ કરી, તેબલ ઉપર પીઠનો ભાગ ઉપર રાખી પાંથરવું.

**૧ વેસ્ટ**--પીઠનાં ગળાનાં વચલા ભાગ ઉપર ½" ઉપર મેઝર ટેપ મુકી જરા સાઇડપર વાંક આવે ત્યાં સુધી વેસ્ટ માપવી.

**૨ લંબાઇ**—વેસ્ટ ઉપર મેઝરટેપ પકડી રાખી લંબાઇ જેટલી હોય તેટલી માપવી.

**૩ ખભું**—ગળાંની પહોળાઇથી બાયનાં સાંધા સુધી માપવું.

આટલું કરી બ્લાઉઝનો આગળનો ભાગ ઉપર લેવો.

**૪ આગલી છાતી**--જ્યાંથી બાંયનો સાંધો શરૂ થતો હોય ત્યાંથી બીજી બાંયનાં તેવાજ સાંધા સુધી માપવું.

**૫ છાતીનો ઘેરાવો**—મુંડાંનો ગાળો પુરો થાય છે. તે બાજુથી ફરતો ગોળાવો માપવો.

**૬ કમરનો ઘેરાવો**—વેસ્ટ આગળથી એક બાજુથી માપવાનું શરૂ કરી ફરતું માપવું.

૭ બોંય—સાંધાની શરૂઆતથી લંબાઇ જેટલી હોય તેટલી માપવી.

૮ ગળું—ખભાંનો સાંધો શરૂ થાય છે ત્યાંથી જેટલું નીચું હોય તેટલું માપવું.

---

## ભાગ કરવાની રીત.

### આખુ માપ (A)

| | પેસ. | પીઠ. |
| --- | --- | --- |
| વેસ્ટ ૧૪" | ૧૪" | ૧૪½" |
| લંબાઇ ૧૭" | ૧૮" | ૧૭½" |
| ખભું ૪¼" | ૪¼" | ૪¼" |
| આગલી છાતી ૧૧½" | ૬¼" | —— |
| છાતીનો ઘેરાવો. ૩૨"+૨" | ૧૦" | ૯" |
| કમરનો ઘેરાવો ૩૦" | ૧૦" | ૮" |
| બોંય ૫" | | |
| ગળું ૪½" | | |

પેસમાં **વેસ્ટ** જેટલી હોય તેટલીજ રાખવી, અને પીઠમાં તેની અંદર ½" ઉમેરવો.

**લંબાઈ**—પેસમાં ૧" ઉમેરવો, અને પીઠમાં તેનાં કરતાં ½" ઓછો કરવો. 'ખભું' જે હોય તેજ પેસ અને પીઠ બનેમાં લેવું.

**આગલી છાતીના**—બે ભાગ કરી, સીલ.ઇનો ½" ઉમેરવો.

**છાતીનો ઘેરાવો**—જેટલો હોય તેમાં ૨" ઉમેરી, ચાર ભાગ કરી તેમાં સીલાઇને ટાંકવાનું મળી ૧½" ઉમેરવો, તે પેસનો ભાગ આવશે. અને પીઠને માટે તેમાંથી ૧" બાદ કરવો.

**કમરના ઘેરાવા**—માટે છાતીનો ઘેરાવો જેટલો આવ્યો હોય તેટલોજ પેસને માટે મુકી દેવો, કારણ ચમટા લેતાં

આપણું તૈયાર માંપ થઇ રહેશે. પીઠનો કમરનો ઘેરાવો પેસનાં કમરના ઘેરાવા કરતાં ૨" ઓછો લેવો.

**બાંય અને ગળાંનું માપ—જે હોય તેજ રાખવું.**

આ ભાગ કરવાની રીત વાંચતા જઇ ઉપરનું માપ જોતાં જશો તો બરાબર સમજ પડશે. એજ માફક દરેક માપનાં ભાગ કરવા.

---

આખું માપ (B)

| | **પેસ.** | **પીઠ.** |
|---|---|---|
| વેસ્ટ ૧૫" | ૧૫" | ૧૫½" |
| લંબાઈ ૧૮" | ૧૯" | ૧૮½" |
| ખભું ૪¾" | ૪¾" | ૪¾" |
| આગલી છાતી ૧૩" | ૭" | —— |
| છાતીનો ઘેરાવો ૩૬"+૨" | ૧૧" | ૧૦" |
| કમરનો ઘેરાવો ૩૨" | ૧૧" | ૯" |
| બાંય ૭" | | |
| ગળું ૫½" | | |

---

આખું માપ (C)

| | **પેસ.** | **પીઠ.** |
|---|---|---|
| વેસ્ટ ૧૩½" | ૧૩½" | ૧૪" |
| લંબાઇ ૧૬" | ૧૭" | ૧૬½" |
| ખભું ૩¾" | ૩¾" | ૩¾" |
| આગલી છાતી ૧૦½" | ૫¾" | —— |
| છાતીનો ઘેરાવો ૨૯"+૨" | ૯¼" | ૮¼" |
| કમરનો ઘેરાવો ૨૫" | ૯¼" | ૭¼" |
| બાંય ૪" | | |
| ગળું ૪" | | |

---

એ કાપનાં આગળ બટનનાં બદીઆનનાં કાપ.

ક—ગળું. ઘ”—છાતીનો ઘેરાવો.
ખ—આગળની પટી. ચ—સાઇડ.
ગ—ખભું. ચ’—કમરનો ઘેરાવો.
ઘ—મુંડાંનો ગાળો. છ—નીચલી કીનારી.
ઘ’—આગલી છાતી.

પેસ (આકૃતિ નં. ૧૬.)



**ક**—૪½" ગળાંને માટે એકદમ ઉપરથી ઉતરવું, અને ૩½" પહોળાઇ ગોળાવો દોરવો.

**ખ**—ગળાં આગળથી ૧" અંદર જઇ ટાંપ કરવી. એકદમ ઉપરથી ૮" ઉતરી ½" અંદર જવું. વેસ્ટ આગળથી ૧" અને લંબાઇ આગળથી ½" અંદર જઉ પટી દોરવી.

**ગ**—૪¼" ગળાં બાજુથી માપી ખભાંને માટે ½" સામી તરફથી ઉતરતી લાઉન દોરવી.

**ઘ**—એકદમ ઉપરથી ગળાં બાજુથી ૯" નીચે ઉતરી ત્યાંથી ઘ' (આગલી છાતીનું માંપ) લઈ ટાંપ કરવી. પાછું છેક ઉપરથી ગળાં બાજુથી ૭" ઉતરી તેને આધારે ઘ" (છાતીનો ઘેરાવો માંપી) ટાંપ કરવી. ખભાંની ઢલાણુ, આગળી છાતીની ટાંપ, છાતીનાં ઘેરાવાની ટાંપ એ ત્રણે મેળવી ઘ (મુડાંનો ગાળો) પુરો કરવો.

**ચ**—વેસ્ટ આગળથી ચ' (કમરનો ઘેરાવો=૧૦") માંપી ટાંપ કરવી. મુંડાનાં ગાળાથી તે ટાંપ સુધી પહોંચી લંબાઇ સુધી લીટી દોરી જવી, જેમ કરતાં સામી બાજુ કરતાં આ બાજુની લંબાઇ ½" ટુંકી રહેવા દેવી.

**છ**—લંબાઇની ટાંપ ૧૮" થી ચ જોડી નીચલી કીનારીની લાઇન દોરો. (જુઓ આકૃતિ નં. ૧૯.)

## પીઠ

(આકૃતિ નં. ૧૭)



ક—પીઠની પટી.

ખ—પીઠનું ગળું.

ગ—ખભું.

ઘ—મુંડાંનો ગાળો.

ઘ'—છાતીનો ઘેરાવો

ચ—સાઈડ.

ચ'—કમરનો ઘેરાવો

ક—એકદમ ઉપરથી ½" વેસ્ટ આગળથી ૧" અને લંબાઈ આગળથી ½" અંદર જઈ પટી દોરો.

ખ—½" નીચે ઉતરી ક ની લાઇનથી ૨½" પહોળાઇ લઈ ગળું દોરો.

ગ—ખભું ૪½" ગળાં આગળથી માપી, સામી તરફ ૨" ઉત-
રતી લાઇન દોરવી.

ઘ—ઓઠમ ઉપરથી ગળાં બાજુથી ૭" ઉતરી ક થી ઘ' (છાતીનાં ઘેરાવાનું) માપ લઇ ટાંપ કરવી. પછી ખભાંની ઢાળ અને છાતીનો ઘેરાવો ઘ' મેળવી મુંડાંનો ગાળો દોરવો.

ચ—વેસ્ટ આગળથી ચ' (કમરનો ઘેરાવો) માંપી ટાંપ કરવી. મુંડાંનાં ગાળાથી તે ટાંપ સુધી પહોંચી નીચે સુધી લીટી દોરી જવી, જેમ કરતાં, પેસ અને પીઠ, બંનેનાં ચ (સાઇડ) સરખા આવવા જોઇએ.

**વેતરતી વેળા** પેસ અને પીઠ કાપ મુકી તેજ પ્રમાણે કાપવા, અને પેસની અને પીઠની પટી કપડાં ઉપર દોરી જવી. પીઠની પટીની લાઈન ઉપર મશીન કરી જવું, જેથી પીઠ આખી થશે. અને પેસનાં ડાબી દરફનાં ભાગ પર આગળની પટી દોરી છે ત્યાંથી ¾" સીલાઇ માટે રાખી, શેપમાં કાપી જવી.

## સીવતી વેળા ધ્યાનમાં રાખવા જોગ બીનાં.

પેસ અને પીઠનાં ખભાં જોડતી વેળા વધઘટ થાય તે અંદરજ જરા ધીલે હાથે લઈ લેવી. પેસની પટી પર વેસ્ટનાં ભાગ આગળથી ચાર આંગલ અંદર જઈ મુંડાંનાં ગાળાથી ચાર આંગળ ઉતરતો રાખી નીચે સુધી સલ પાડવો. ત્યાંથી ઉપરથી અણી લઈ નીચેથી ½" જેટલો પહોળો સલ પાડી ફાંકીને મશીન કરવું. તે ચમટો કરી બીજા ચમટા માટે ૨½ આંગલ અંદર જઇ બીજો ચમટો એજ રીતે મારવો. આ પ્રમાણે સામ સામે બંને પેસને ચમટા મારવા. (જુઓ આકૃતિ નં. ૧૮.)

## મેગ્યા બોંય.

(આકૃતિ નં. ૧૯) લંબાઈ ૭" પહોળાઈ ૮"



કુ–બોંયની દબલ થયલી સાઇડ.

કુ'–બોંયની સાઈડ જ્યાં બે પડ છુટાં થાય છે તે.

ખ–લંબાઇની નીચલી લાઈન.

ખ'–બોંયની ખુલ્લી સાઇડ.

ગ–બોંયનો પેસ તરફનો ગોળાવો.

ગ'–બોંયનો પીઠ તરફનો ગોળાવો.

ઘ–બોંયની પહોળાઇ પ્રમાણે લીધેલા વાંકુવાળી લાઈન.

ચ–બોંયનાં નીચેનાં ગાળાની વાંકવાળી લાઇન.

કુ—અને કુ' કાગળની પહોળાઇ ૧૬" લઇ દબલ કરવું.

ખ—ખ' કાગળની લંબાઇ, આખી લંબાઇનાં માપમાં ૫" ઉમેરી, તેટલી લેવી.

ગ—એકદમ ઉપરથી ખ' આગળથી દબલ બાજુએ $\frac{1}{2}$" ઉતરી, સામી બાજુએ ખુલ્લી સાઇડ પરથી ૪" ઉતરી, બંને ટાંપો મેળવી બોંયનો પેસ તરફનો ગોળાવો દોરવો.

ગ'—પીઠને માટે જ્યાંથી ગ માટે $\frac{1}{2}$" ઉતર્યા છીએ ત્યાંથીજ સામી બાજુનાં ગોળાવાના છેડા પર $\frac{1}{2}$" સીલાઇ માટે રાખી વચ્ચેથી ૨$\frac{1}{2}$" ઉંડાઈ લઇ ગોળાવો દોરવો.

ઘ—એકદમ નીચે ખ ની લાઇન ઉપરથી બાંયનાં ગાળાની પહોળાઈ ૬" માંથી ટાંપ કરવી. ૪" ઉતર્યા પછીએ ત્યાંથી તે ટાંપ સુધી જરા વાંક લઈ લાઈન દોરવી.

ચ—ખ ની લાઇનથી પહોળાઇની લાઇન ઉપર ઘ ની બાજુપરથી ½" ઉપર લઇ વાંક લઇ ક ની લાઈન સાથે જોડવી.

---

બાંય ગોળ સીવી મુંડાંનાં ગાળામાં મુકતી વેળા જમણી, ડાબી જોઇને મુકવી. ઉપરની કોતરેલી સાઇડ પીઠ તરફ રાખવી, અને સાંધો ચાર આંગળ પેસ તરફ અંદર લેવો અને મુંડાંનાં ગાળા કરતાં બાંય વધુ હોય તો ખભાંપર ચમટી લઇ બેસાડવી.

## બે કાપનું અસતર વગરનું હીપ બેલ્ટનું પાછળ બટનનું બ્લાઉઝ.

આગળ બતાવવા પ્રમાણેજ માપ લેવું, અને તે પ્રમાણે ભાગ પણ કરવા.

### આખું માપ.

| | પેસ. | પીઠ. |
|---|---|---|
| બેલ્ટ ૧૪" | ૧૪" | ૧૪½" |
| લંબાઇ ૧૭" | ૧૮" | ૧૭½" |
| ખભું ૪¼" | ૪¼" | ૪¼" |
| આગલી છાતી ૧૧½" | ૬¼" | — |
| છાતીનો ઘેરાવો ૩૨"+૨" | ૧૦" | ૬" |
| કમરનો ઘેરાવો ૩૦" | ૧૪" | ૮" |
| બાંય ૭" | | |
| ગળું ૪½" | | |

એ ફ્રૉકનાં આગળ તેમજ પાછળ બટનનાં બદીયાંન માટે ૩૬" પનાંનું સવા વાર, અને ર૭" પનાંનું પોણા બે વાર કપડું જોઇશે.

(આકૃતિ નં. ૨૦)




ક—લંબાઇ.

ખ—ગળું.

ગ—ખભું.

ઘ—મુંડાંનો ગાળો.

ઘ'—આગલી છાતી.

ઘ"—છાતીનો ઘેરાવો.

ચ—સાઇડ.

ચ'—કમરનો ઘેરાવો.

છ'—ક અને ચ ને જોડે છે તે લાઇન.

છ—પટો લીપ પર બખિયા- [illegible]

યોક (જુઓ આકૃતિ નં. ૨૦)

ક—લંબાઇ જે હોય તે લેવી. જે ક કપડાંમાં ડબલ આવશે.

અ—૨¾" પહોળાઈ અને ૪½" એકદમ ઉપરથી લંબાઇ લઇ ગળું દોરવું.

અ—૪½ ગળાં આગળથી માંપી, સામી બાજુએ ½" ઉતરતી લાઈન ખભાં માટે દોરવી.

ઘ—એકદમ ઉપરથી ગળાં બાજુથી ૬" ઉતરી ઘ' (આગલી છાતીનું માપ) લઈ ટાંપ કરવી. પાછું છેક ઉપરથી ૭" ઉતરી ઘ" (છાતીનાં ઘેરાવાનું માંપ) લઇ ટાંપ કરવી. ખભાંની લાઇન આગલી છાતીની ટાંપ, અને છાતીનાં ઘેરાવાની ટાંપ લઈ ઘ (મુંડાનો ગાળો) પુરો કરાવો.

ચ—વેસ્ટ આગળથી ચ' (કમરનો ઘેરાવો) માંથી ટાંપ કરવી. મુંડાનાં ગાળાથી તે ટાંપ સુધી પહોંચી, લંબાઇ સુધી લીટી દોરી જવી. પરંતુ એટલું ધ્યાન રાખવું કે સામી બાજુ કરતાં આ બાજુ ½" ટુંકી રાખવી.

છ'—મુંડાની લાઈનનાં છેડાથી ચ સાથે જોડીને આ લાઇન દોરવી.

છ—ક તરફની સાઇડ પરથી ½" નીચે ઉતરી ચ ને જોડતી એક [illegible] [illegible] [illegible] [illegible] સાઇડ સુધી આવવું.

**પાછળ બટનનાં બાળકોની પીનો ફ્રોક**

(જુઓ આકૃતિ નં. ૬૧)

(આકૃતિ નં. ૨૧)




ક—પીઠની હોલ બટનની પટી

ખ—ગળું.

ગ—ખભું

ઘ—મુંડાંનો ગાળો.

ઘ'—છાતીનો ઘેરાવો.

ચ—સાઇડ.

ચ'—કમરનો ઘેરાવો.

છ—લંબાઇ જોડ છે તે આડી લાઇન

ક—એકદમ ઉપરથી ૧” અને લંબાઇ આપી ત્યાંથી ૧½” અંદર જઇ લીટી દોરવી. એ પાછળની પટી ગણુ.ચે.

ખ—ક ની લાઇનનું ઉપરથી ½” નીચે ઉતરી ૨½” પહોળાઇ લઇ પીઠનું ગળું દોરવું.

ગ—ગળા આગળથી ૪½” આપી સામી બાજુ પર ૨” ઉતરતી લાઇન દોરવી.

ઘ—એકદમ ઉપરથી ગળા બાજુથી ૭" નીચે ઉતરી ઘ' છાતીનો ઘેરાવો માંપી ટાંપ કરવી. પછી ખભાની ઢલાણ અને છાતીના ઘેરાવાની ટાંપ મેળવીને ઘ (મુંડાનો ગાળો) પુરો કરવો.

ચ—વેસ્ટ આગળથી ચ' (કમરના ઘેરાવાનું માપ) માંપી ટાંપ કરવી, અને મુંડાંનાં ગાળાથી તે ટાંપ સુધી પહોંચી નીચે સુધી લીટી દોરવી. તેમ કરતાં પેસ અને પીઠની સાઇડ સરખી લેવી.

છ—સામાસામી બંને લાઇનો મેળવી નીચલી કીનારી છ દોરવી.

---

## હીપ બેલ્ટ.

(આકૃતિ નં. ૨૨) હીપ ૩૬"




ક—ક'—વેસ્ટની લંબાઇની લાઇનો. ગ—ગ'—હીપની પહોળાઇ.
ખ—ખ'—પહોળાઇની લાઇનો. ઘ—ઘ'—વેસ્ટની પહોળાઇ.

નોંધ:—ક અને ક' નો અર્ધો ભાગ કરી ત્યાંથી ૧" નીચે ઉતરી ગ—ગ' સાથે ઘ ની માફક જોડો.

ક—ક'—હીપનો અર્ધો ભાગ લઇ તેમાં ૨" ઉમેરી લાઇન દોરવી.

ખ—ખ'—૪½" પહોળાઇ ક ને ક' વચ્ચે રાખીને લાઇન દોરવી.

ગ—ખ થી ૧" અંદર જઇ તે ટાંપ ક' સાથે ક્રોસ લાઇન દોરી જોડવી.

ગ—ખ થી ક તરફથી ૧" અંદર જઇ તે ટાંપ ક' સાથે ક્રોસ લાઇનથી જોડો.

ઘ—ક નો અર્ધો ભાગ કરી ત્યાંથી ૧" નીચે ઉતરી ગ અને ગ' સાથે વાંક વાળી લાઇન દોરી જોડો.

## કફની લાંબી બાંય. (જુઓ આકૃતિ નં ૨૩)

(આકૃતિ નં. ૨૩) લંબાઇ ૧૮" પહોળાઈ ૮"




ક—ક'—કાગળની પહોળાઇ.

ખ—ખ'—કાગળની લંબાઇ.

ગ—બાંયનો પેટ તરફનો ગોળાવો.

ગ'—બાંયનો પીઠ તરફનો ગોળાવો.

ઘ—બાંયની પહોળાઇ પ્રમાણે લીધેલી વાંકવાળી લાઇન.

ચ—બાંયનાં નીચેનાં ગાળાની વાંકવાળી લાઇન.

નોંધઃ—આપણી ચોંયની જે લંબાઇ હોય તેમાંથી ૨" કફ માટે બાદ કરી ૫½ ઉમેરી તેટલી લંબાઇનું કાગળ લેવું. અને પહોળાઈ માટે ૧૬" કાગળ લઇ ડબલ કરવું.

કુ—કુ'—કાગળ ૧૬" પહોળું લઈ ડબલ કરવું. ડબલ કીધેલી સાઇડ કુ અને સામી સાઇડ કુ' આવશે.

ખ—ખ'—લંબાઇની સામસામી બાજુ.

ગ—છેક ઉપરથી ખ' ની લાઇન ઉપરથી કુ ની બાજુએથી ½" ઉતરી સામી બાજુએ કુ' ની લાઇન ઉપરથી ૪" ઉતરી, ચોંયનો પેસ તરફનો ગોળાવો દોરવો.

ગ'—પછી બીજાને માટે ½" ઉતર્યા છીએ ત્યાંથી સામી બાજુએ ૪" ઉતરેલી બાજુ પરથી ½" રહેવા દઇ વચ્ચેથી ૨¼" લઇ પીઠ તરફનો ગોળાવો દોરવો.

ઘ—ખ' થી ૨½" ઉપર જઈ ૬" ચોંયની પહોળાઈ લઇ ટાંપ કરવી અને ગ થી તે ટાંપ સુધી સહેજ વાંકવાળી લાઇન દોરવી.

ચ—લંબાઇને છેવટ ખ' ની ડબલ બાજુથી ઘ ની લાઇનને વાંકમાં જોઇને ચોંય પુરી કરવી.

કફને માટે જેટલો કાંઠીનો ઘેરાવો હોય તેમાં ½" ઉમેરી ૨½" પહોળાઇનું કપડું લેવું પછી તે ઘેરાવો ડબલ કરી નીચેની બાજુએથી ½" અંદર જઈ ઉપરની લાઇન સાથે તે ક્રોસ મેળવી લેવી.

સીવતી વેળા ચોંયનાં ઘેરાવાનો અર્ધો ભાગ લઇને કફનાં અર્ધા ભાગની ટાંપ કરી, તેની સાથે ગેધર કરી બેસાડવી.

## અંદરના સાંધાની મેગ્યા બાંય.

### પહેલું પગથીઉં

(આકૃતિ નં. ૨૪)




ક—જે સાઇડથી કાગળ વાળ્યું છે તે ડબલ કીનારી.

ક'—સામી સાઇડ જ્યાં બે પડ છુટાં રહે છે તે

ખ—કાગળની ઉપલી કીનારી.

ખ'—લંબાઈના માપની કીનારી.

ગ—ગોળાવા માટે ૪" ઉતરી નીચેની પહોળાઈ લઇ તે જોડે છે તે લાઈન.

નોંધઃ—આ પ્રમાણે દોરી આ કાપી કાગળ પહોળું કરવું.

નોંધઃ—આ બાંય બીજી બાંયો કરતાં જુદી રીતે દોરવાની છે તેથી છુટાં પગથીઆં કરી સમજાવી છે. લંબાઇ ૭" લઈ તેમાં ૫" ઉમેરી, ૧૬" પહોળું કાગળ લઇ ડબલ કરવું.

ક—લંબાઇ જે હોય તેમાં ૫" ઉમેરવી આ સાઇડ ડબલ કીનારીએ આવશે.

ક'—લંબાઇની સામી સાઇડ જ્યાં બે પડ છુટાં પડે છે તે.

ખ—પહોળાઇ માટે ૧૬" કાગળ લઇ તેને ડબલ કરવું એટલે ૮" ની પહોળાઇ થશે.

ખ'—નીચલી કીનારી.

ગ—ક" આગળથી એ મ ઉપરથી ૪" ગોળાવા માટે ઉતરી લંબાઈ
પર ૯" પહોળાઇ રાખી તે બંને મેળવી લાઇન દોરવી.
અને પછી આ પ્રમાણે દોરેલી બધી લાઈનો પર કાપી જવું.

---

## બીજું પગથીયું.

કાગળ કાપ્યા પછી તે .પ જેમ કરતાં સલ
વચ્ચે આવશે.

(આકૃતિ નં. ૨૫)




ક—ડબલ કીધેલી સાઇડનો ભાગ જે ખુલ્લો થતાં વચ્ચે આવશે.

ખ—ખ'—ઉપર નીચેની કીનારી.

ગ—ગ'—કાપેલી સાઇડ જે પહોળી થતાં સામ સામે આવશે.

કાગળ પહોળું કર્યા પછી આ પ્રમાણે જણાશે.

(આકૃતિ નં. ૨૬) ત્રીજું પગથીઉં.



નોંધઃ—આ બોંય મુકતી વખતે સાંધો બ્લાઉઝનાં સાંધાથીજ મુકવો, અને જ્યાંથી ૪" ઉતર્યાં છીએ તે ખાંચ પેસના ભાગ તરફ આવશે.

ક—સલ.
ગ—(ક) સલની બરાબર ઉપર વાળીને મુકવો.
ગ'—સામી બાજુથી ગ ની ½" ઉપર વાળવું.
ખ—ખ'–ચીત્રમાં બતાવ્યા પ્રમાણે શેપમાં આવશે.
ઘ—ગ ની વાળેલી બાજુએથી ૪" નીચે ઉતરવું અને ગ સામી બાજુએ વાળેલી સાઇડ ઉપરથી ૧" નીચે ઉતરવું, અને ઘ નો ભાગ બોંયનો પેસ તરફનો ગોળાવો દોરવો.
ઘ'—બોંયનો પીઠ તરફનો ગોળાવો ૨½" વચ્ચેથી ઘ થી નીચે ઉતરી દોરવો.
ખ"—ગ ની વાળેલી બાજુએ ૧" ઉપર જઇ ખ" થી ખ' સુધી ક્રોસ (ત્રાંસી) લાઇન દોરવી.

કાગળ પહોળું કીધા પછી સલ વચ્ચે આવશે. અને ઉપર બતાવ્યા મુજબ જણાશે. (જુઓ આકૃતિ નં. ૨૬)

## ચાંચ કાપનાં બદીઆનના કાપ નં. ૧.

પ્રીટ બ્લાઉઝમાં માપ લેવાનું બતાવ્યું છે તે પ્રમાણે લઈ, તેજ માફક ભાગ કરવા.

પેસ આગળનાં બટનમાં બદીઆનમાં બતાવવા પ્રમાણે દોરવો.

(આકૃતિ નં. ૨૭) **પીઠનો પહેલો કાપ**




ક—પીઠની પટીનો ભાગ.
ખ—પીઠનું ગળું.
ગ'—પહેલા ભાગનું ખભું.
ચ'—પહેલા ભાગની સાઇડ.
છ'—પહેલા ભાગની નીચલી સાઇડ.

**માપ.**

| | પેસ. | પીઠ. |
|---|---|---|
| વેસ્ટ ૧૪" | ૧૪" | ૧૪" |
| લંબાઇ ૧૭" | ૧૮" | ૧૭૧" |
| ખભું ૪૧/૨" | ૪૧/૨" | ૪૧/૨" |
| આગલી છાતી ૧૧૧/૨" | " | — |
| છાતીનો ઘેરાવો ૩૨"+૨" | ૧૦" | ૬" |
| કમરનો ઘેરાવો ૩૦" | ૧૦" | ૮" |
| બાંય ૧૭" | | |
| ગળું ૪૧/૨" | | |

ક—એકદમ ઉપરથી ૧/૨", વેસ્ટ આગળથી ૧" અને લંબાઈ આગળથી ૧/૨" અંદર જઇ લીટી દોરવી.

ખ—૧/૨" નીચે ઉતરી ૨૧/૨" પહોળાઇ લઇ પીઠનું ગળું દોરવું.

ગ'—ગળાની બાજુએથી ૨½'' ખભા માટે માપી ૧' સામી બાજુ તરફ ઉતરતી લાઇન દોરવી.

ચ'—વેસ્ટ આગળથી ૨½'' માંપી ટાંપ કરવી. પછી ગ' થી શરૂ કરી ત ..પ સુધી પહોંચી, નીચે સુધી વાંક વાળી લાઇન દોરવી.

છ'—ક અને ઘ' જોડીને લાઇન દોરવી.

પહેલો કાપ દોર્યા પછી કાપવો, અને તે બીજાં કાગળ ઉપર સીધો પીન કરવો, અને પછી બીજો કાપ દોરીને પીઠ પુરી કરવી.

(આકૃતિ નં. ૨૮) પીઠનો બીજો કાપ.



ગ—આખું ખભું.

ઘ—મુંડાંનો ગાળો.

ઘ'—છાતીનો ઘેરાવો.

ચ''—કમરનો ઘેરાવો.

ચ—સાઇડ.

છ—ક અને ચ ને જોડતી નીચલી લીટી.

ગ—ગળાં આગળથી ખભું ૪૩/૪" માપી ૨" ઉતરતી લાઇન ગ' સાથે જોડીને ખભું પુરૂં કરો.

ઘ—એકદમ ઉપરથી ૭" ઉતરી ઘ' (છાતીનો ઘેરાવો) પહેલા કાપની પટીથી માંપી ટાંપ કરો. ખભાંથી શરૂ કરી તે ટાંપ સુધી મુંડાંનો ગાળો પુરો કરો.

ચ—વેસ્ટ આગળથી ચ" ( કમરનો ઘેરાવો ) પહેલા કાપની પટીથી માંપી, તે ટાંપ કરવી. મુંડાંનાં ગાળાથી શરૂ કરી, તે ટાંપ સુધી પહોંચી, લંબાઇ સુધી લાઇન દોરી જવી. જે પેસની સાઈડ( ચ) ની લંબાઇની લેવી.

છ—પહેલા કાપની છ' થી આડી લાઇન ચ ને જોડીને દોરવી. ચ' ની લાઇન બીજા કાપ ઉપર ઝાંખી દોરી પીન કાઢી લેવી.

## કાપ છુટા કરવાની રીત.

પહેલો કાપ ખ, ગ', ચ' અને છ' ની લાઇન ઉપર કાપી જવો. ક ની લાઇન કાપવી નહીં.

## બીજો કાપ.

(આકૃતિ નં. ૨૯ બીજો કાપ કાપ્યા પછી.)




ગ, ઘ, ચ, છ ની લાઇનો ઉપર કાપ કાપવો, પછી ચ' ની લાઈન ઉપરથી ૧" વધુ રાખી લાઇન દોરી, તે કાપવી. આ કાપ સાથે કોણીની પ્રીટ બોય સારી લાગશે જેનો કાપ પાછળ આપ્યો છે.

### સીવતી વેળા ધ્યાનમાં રાખવા જોગ બીના.

પહેલા કાપનો ચ' અને બીજા કાપતો ચ' એકેક પર મુકી ½" ની સીલાઇ તેજ શેપમાં કરવી, જેમ કરીને સવરી બાજુથી જોશો તો સીધી પીઠ થયલી માલમ પડશે.

પહેલા કાપનાં ક (પટી) ઉપર મશીન કરવું જેથી પીઠ આખી થશે.

---

### પાંચ કાપનાં બદીઆનનાં કાપ. નં. (૨)

પ્રીટ બ્લાઉઝનું માંઉ લઇએ છીએ તેજ પ્રમાણે લઇ ભાગ કરવા. પેસ, આગળ બટનતાં બદીઆનનાં કાપ માફક દોરવો. પીઠનાં બે ભાગ થશે.

(આકૃતિ નં. ૩૦) ભાગ પહેલો.




ક–પીઠની પટી.

ખ–ગળું.

ગ–ખભું.

ઘ–મુંડાંનો ગાળો માટે વપરાતો પહેલા કાપનો ભાગ

ચ'–અર્ધી સાઇડ.

છ'–પહેલા ભાગની નીચલી કીનાંરી.

ક—એકદમ ઉપરથી ૧/૨", વેસ્ટ આગળથી ૩/૪" અને લંબાઇ આગળથી ૧/૨" અંદર જઇ લીટી દોરવી.

ખ—ઉપરથી ૧/૨" ક બાજુથી ઉતરી, પહોળાઇ ૨૧/૨" લઈ પીઠનું ગળું દોરવું.

ગ—ગળાંની બાજુએથી ૪૧/૪" ખભું માંપી સામી તરફ ૨" ઉતરતી લાઇન દોરવી.

ઘ'—મુંડાંનો ગાળો ઘ દોરવા માટે ખભાંથી ઘ'=૩" નીચે ઉતરી જરા વાંકવાળી લાઇન દોરવી.

ચ'—વેસ્ટ આગળથી ચ' દોરવા માટે ૨¾" પહોળાઈ માંપી ટાંપ કરવી. પછી મુંડાંનાં ગાળા માટેનો ભાગ ઘ' થી તે ટાંપ સુધી જરા વાંકવાળી લાઇન વડે પહોંચી તે નીચે સુધી દોરવી.

છ'—નીચલી કીનારી ક અને ચ' નાં છેડાને જોડીને દોરવી.

આ કાપ દોયા પછી ખ, ગ', ઘ', ચ' અને છ' કાપવા. ક ની બાજુ કાપવી નહીં. આ પ્રમાણે કાપી ને બીજાં કાગળ ઉપર સીધો કાપને પીન કરીને બીજો કાપ દોરવો.

(આકૃતિ નં. ૩૧.) પીઠનો બીજો કાપ.




**કાપ બીજો.**

ઘ—મુંડાનો આખો ગાળો.

ઘ"—છાતીનો ઘેરાવો.

ચ—સાઈડ.

ચ"—કમરનો ઘેરાવો.

છ—નીચલી કીનારી,

**ઘ**—એકદમ ઉપરથી ૭" નીચે ઉતરી ક ની લાઇનથી ઘ" (છાતીનો ઘેરાવો.)=૯" લઈ ટાંપ કરી, પહેલા ભાગ ઘ' થી લઇ ઘ (મુંડાંનો ગાળો.) પુરો કરવો.

**ચ**—સાઇડ દોરવા માટે વેસ્ટથી પહેલા કાપનાં ક થી ચ" (કમરનો ઘેરાવો) માંપી, ટાંપ કરવી. ઘ થી તે ટાંપ સુધી વાંકવાળી લીટી દોરી લંબાઇ સુધી તે દોરી પુરી કરવી. તે દોરતાં ધ્યાંન રાખવું કે પેસ અને પીઠની સાઇડ ચ એક સરખી આવશે.

**છ**—છ' થી ચ સુધી લાઇન દોરી છ પુરો કરવો.

પહેલા કાપની ચ' તરફની લાઇન બીજા કાપનાં કાગળ ઉપર ઝાંખી દોરવી, પછી પીન કાઢી નાંખી બંને કાપ છુટા કરવા. બીજા કાપની ઘ, ચ, છ કાપી ચ' આગળથી આગળનાં કાપમાં બતાવ્યા પ્રમાણે ૧" વધુ રાખી ચ' પ્રમાણેજ શેપમાં દોરી કાપવી.

---

## એક કાપની કોણીની તાઇટ લાંબી બાંય.

લંબાઇમાં ૭" ઉમેરી તેટલું લાંબું તથા પહોળાઇ માટે ૧૬" લઇ તે વચ્ચેથી વાળવું.

(આકૃતિ નં. ૩૨)




ક–ક'–લંબાઇ.

ખ–ખ'–પહોળાઇ.

ગ–બાંયનો પેસ તરફનો ગોળાવો.

ગ'–પીઠ તરફનો ગોળાવો.

ઘ–બાંયાની લંબાઈ.

ચ–કોણી તરફનો ભાગ.

છ–બાંયની પહોળાઇ.

ક—ડબલ કીધેલી લંબાઇની સાઇડ ૧૭"+૭"=૨૪"
કુ'—સામી સાઇડ જ્યાં બે પડ છુટાં રહે છે.
ખ—પહોળાઇ ૮"
ખ'—લંબાઇ આગળની પહોળાઇ ૮"
ગ—ક બાજુથી ખ થી ૧" નીચે ઉતરવું અને કુ' તરફથી ખ થી
    ૪" નીચે ઉતરી પેસ તરફનો ગોળાવો દોરવો.
ગ'—ક બાજુથી ગ' થી કુ' તરફથી ગ થી $\frac{1}{2}$" અંદર જઇ વચ્ચે
    ૨$\frac{3}{4}$" ગ થી નીચું લઇ પીઠ તરફનો ગોળાવો દોરવો.
ઘ—કુ' થી ૨" અંદર જઇ ટાંપ કરો. તે ટાંપથી ૨" ઉપર જઇ ટાંપ
    કરો. તે ટાંપથી ૪$\frac{1}{2}$" બોંયની પહોળાઇ રાખી ખ' સાથે
    ક્રોસ લાઇનથી મેળવો.
ચ—એકદમ ઉપરથી ૧૪" ઉતરી ઘ સાથે ક્રોસ લાઇનથી જોડો.
છ—ગ ને ઘ જોડીને વચ્ચેથી ૬" પહોળાઇ લઇ બોંયની આખી
    પહોળાઈ જરા ગોળાઈ લઇ દોરો.

---

## સાત કાપનાં બદીઆનના કાપ.

માંપ આગળ ફીટ બ્લાઉઝમાં બતાવ્યા મુજબ લઈ, તેજ પ્રમાણે ભાગ કરવા.

| આખું માપ. | પેસ. | પીઠ. |
|---|---|---|
| વેસ્ટ ૧૪" | ૧૪" | ૧૪$\frac{1}{2}$" |
| લંબાઇ ૧૭" | ૧૮" | ૧૭$\frac{1}{2}$" |
| ખભું ૪$\frac{1}{2}$" | ૪$\frac{1}{4}$" | ૪$\frac{1}{4}$" |
| આગલી છાતી ૧૧$\frac{1}{2}$" | ૬$\frac{1}{4}$" | —— |
| છાતીનો ઘેરાવો ૩૨"+૨" | ૧૦" | ૯" |
| કમરનો ઘેરાવો ૩૦" | ૧૦" | ૮" |
| બોંય ૧૭" | | |
| ગળું ૪$\frac{1}{2}$" | | |

બે કાપનાં આગળ બટનનાં બદીઆનમાં બનાવ્યા મુજબ પેસ દોરવો.




## પીઠનો પહેલો કાપ.

(આકૃતિ નં. ૩૩)

સાત કાપનાં બદીઆનનો પીઠનો પહેલો કાપ

કુ—પીઠની પટી જે પીઠના સાંધા તરીકે વપરાશે.

ખ—પીઠનું ગળું.

ગ—ખભું.

ઘ'—મુંડાંનો ગાળાનો ભાગ.

ચ'—પહેલા કાપની સાઇડ.

છ'—પહેલા કાપની નીચલી કીનારી.

કુ—એકદમ ઉપરથી ½", વેસ્ટ આગળથી ¾" અને લંબાઇ આગળથી ½" અંદર જઇ પીઠની પટી દોરવી.

ખ—કુ ની તરફથી ½" નીચે ઉતરી, પહોળાઈ ૨½" લઇ પીઠનું ગળું દોરવું.

ગ—ગળાંની બાજુથી ખભું ૪¼" માંપી સામી સાઇડ ૨" ઉતરતી લાઇન દોરવી.

ઘ'—મુંડાંનાં ગાળાનાં પહેલા ભાગ માટે ૨¼" ખભાથી નીચે ઉતરી,

ખભાની લાઇનથી તે ટાંપ સુધી બહારની બાજુએ જરા વાંક આપી લાઇન દોરવી

ચ'—વેસ્ટ આગળથી ૨½" લઈ, ઉપલી મુંડાંનાં ગાળાની લાઇનથી તે ટાંપ સુધી પહોંચી, નીચે સુધી દોરવી.

છ'—ક અને ચ' જોડીને લાઇન દોરવી.

ખ–ગ–ઘ'–ચ'–છ' લાઇનો કાપવી.

પહેલો કાપ કાપી તે બીજા કાગળ ઉપર સીધો પીન કરવો.




## પીઠનો બીજો કાપ

(આકૃતિ નં. ૩૪)

ઘ"–મુંડાંનાં ગાળાનો બીજો ભાગ.

ચ"–બીજા ભાગની સાઇડ.

છ"–બીજા ભાગની નીચલી સાઇડ.

જ–છાતીનો ઘેરાવો.

ઝ–કમરનો ઘેરાવો.

ચ''--એકદમ ઉપરથી ૭" ઉતરી ક તરફથી જ (છાતીનો ઘેરાવો=૯") માંપી તે ટાંપ ઉપર મેઝરટેપ ઉપર હાથ રાખી, તે ટાંપ ચ' ઉપર વાળી તે વાળેલી ટાંપ જ્યાં આવે ત્યાં ટાંપ કરવી. પછી વેસ્ટ આગળથી ઝ (કમરનાં ઘેરાવાનું માપ) ઉપરની માફક લઇ, મેઝરટેપ પર હાથ રાખી ચ' ઉપર વાળી તેજ માંફક ટાંપ કરવી. જ (છાતીનાં ઘેરાવાની) ટાંપ અને ઝ (કમરનાં ઘેરાવાની) ટાંપ મેળવીને વાંકવાળી લાઇન લંબાઇ સુધી દોરવી.

છ''—છ' થી ચ' ની લાઇન જોડી નીચલી લાઇન દોરવી.

ઘ''—ઘ' થી ઘ'' જરા નીચે ઉતરતો દેરી ચ' સાથે જોડવો ચ' તરફની પહેલા કાપની લાઇન બીજા કાપ ઉપર દોરવી.

આ પ્રમાણે બીજો કાપ પુરો કરી, ઘ''-ચ''-છ'' પહેલા કાપની સાંથે આ કાપ જોડેલોજ રાખી કાપવો.

---

(આકૃતિ નં. ૩૫) **પીઠનો ત્રીજો કાપ.**



ઘ—મુંડાંનો ગાળો.

ચ—સાઇડ.

છ—નીચલી લાઇન

પહેલા બંને કાપો સાથે, એક કાગળ ઉપર ત્રીજો કાપ દેરવા સીધો પીન કરવો.

ઘ—એકદમ ઉપરથી ૭" ઉતરી ક તરફથી જ (છાતીનાં ઘેરાવાનું) માપ લઈ ટાંપ કરી ખભાંથી પહેલાં બંને કાપો સાથે મુંડાંનો ગાળો પુરો કરવો.

ચ—વેસ્ટની લાઇનથી ઝ (કમરનો ઘેરાવો) ક તરફથી માંપી ટાંપ કરવી. મુંડાંનાં ગાળાથી તે ટાંપ સુધી પહોંચી, લંબાઇ સુધી લાઇન દોરવી.

છ—ક ને ચ જોડીને લાઇન છ'–છ" સાથે લઇ છ પુરો કરવો, જેમ કરતાં ચ પેસનાં ચ જેટલોજ રહેવો જોઇએ.

બીજા કાપની ચ" ત્રીજા કાપ ઉપર દોરવી.

## કાપ છુટા કરવાની રીત.

(આકૃતિ નં. ૩૬)

પહેલો કાપ.




બીજો કાપ.




ત્રીજો કાપ.



ત્રીજો કાપ કાપ્યા પછી ક્ષ, ચ અને છ કાપી જવી પછી પીન કાઢી નાંખી બધા કાપ છુટા કરવા. બીજા અને ત્રીજા કાપમાં ચ' અને ચ" તરફની જે લાઇનો દોરી છે તે ઉપર એકેક ઇંચ સીલાંઇનું વધારી લાઇન દોરી કાપવી. જેમ કરતાં ઉપલી બાજુએ ટોંચ આવશે. તે સીધી કાપી કાઢવી.

**સીવવાની સમજઃ**—પીઠની પટી દોરી છે તે ઉપર મશીન કરવું. પછી ચ' પહેલા કાપ સાથે ચ' બીજા કાપની સાઇડ વચલો ભાગ પહોળો કરી બંને બાજુએ જોડવા. બીજા કાપનાં ચ" સાથે ત્રીજા કાપનો ચ" જોડવા. આ રીતે વચ્ચેનો પહોળો કીધેલો એક ભાગ બંને બીજા ભાગ, અને બંને ત્રીજા ભાગ મળી પીઠના પાંચ કાપ થશે. અને પેસનાં બે કાપ મળી આખાં બદીઆનનાં સાત કાપ થશે. પેસને આગળ બતાવ્યા મુજબ ચમટા લઇ ખભાં જોડી સીવી જવું.

આ કાપનાં બદીઆન સાથે દોઢ કાપની બોંય ઠીક લાગશે, જે પાછળ આપી છે.

સાધારણ માપના બદીયાન માટે મોટા પાનાનું સવા વાર ને નાના પનાનું પોણા બે વાર કપડું જોઇશે.

## દોઢ કાપની બાંય.

(આકૃતિ નં. ૩૭ અ)



## દોઢ કાપની ઓાંચ.

(આકૃતિ નં. ૩૭ બ)




આકૃતિ નં. ૩૭ અ બ ની સનજુતી.

ક—લંબાઈ.

ખ—પહોળાઇ.

ગ—મુંડાંનો ગાળો.

ઘ—કોણી ફીટ કરવા માટેનો ઘેરાવો.

ચ'—નીચલી કીનાંરી.

છ—ઓાંયની પહોળાઇ.

જ—ઓાંયનો વધારાનો અર્ધો ભાગ.

ક—લંબાઈમાં ૫½" ઉમેરવા.

ખ—પહોળાઇ ૮" લેવી.

ગ—ખ થી ક તરફ ૪" નીચે ઉતરવા. ખ ની ૮" ની પહોળાઇથી ૧" નીચે ઉતરી મુંડાંના ગાળાનો પેસ તરફનો ભાગ દોરી, તે ૨ ½" વધુ લંબાવવો.

ઘ—ખ' થી ૨" ઉપર જઇ, ગ થી તે ટાંપનો અર્ધો ભાગ લઇ, ત્યાંથી ૧½" અંદર જઇ વાંક દોરવો.

ચ'—ઘ થી ૪½"+૨½"=૭" ની લાઇન ખ' ને જોડી દોરવી. અને ૪½" પર ટાંપ કરવી.

છ—પહોળાઈની લાઇન શરૂ કરી જ્યાંથી ૧½" અંદર ગયાં છીએ ત્યાંથી બોંયની પહોળાઇ ૬" માંપી તે ટાંપ સુધી પહોંચી ચ' ૪½" ની ટાંપ સુધી બોંયનો વાંક દોરવો.

જ—છ ની લાઇનથી બધેથી ૨½" વધુ લઇ છ પ્રમાણેજ દોરવી

ગ–ઘ–ચ'–ચ"–જ–ગ' કાપી જવા. અને જ નો ભાગ છ થી ઘ તરફ વાળવો. આથી પોણી બોંયનો ભાગ થશે. કોણી આગળ ત્રણ ચમટીઓ વાળતી વખતે આવશે.

જ વાળ્યા પછી બીજું એક કાગળ જ ના વાળેલા ભાગની અંદર ગુસાડી ગ', ઘ, છ અને ચ ની બરાબર બોંયનો ¾ ભાગ દોરી જવો. જ તરફની લાઇનનો પણ વાંક દોરવો. પછી ગ'–ટ–ચ કાપવા અને જ થી ૧" સીલાઈનો વધુ મુકી જ પ્રમાણે લાઇન દોરી તે કાપવો. આ પ્રમાણે દોઢ કાપની બોંય દોરાશે.

સીવતી વેળા મોટા ભાગનાં જ ઉપર કોણી તરફ ત્રણ ઝીણી ચમટી લઇ નાના ભાગનાં જ સાથે દોરવું. બોંય મુકતી વેળા કાપવાળો ભાગ છે તે પીઠમાં જશે.

---

## ફીટ બોડીસના કાપ.

(આકૃતિ નં. ૩૮)

### પેસ.

ક—ગળું.
ખ—આગળની પટી.
ગ—ખભું
ઘ—મુંડાંનો ગાળો.
ઘ'—છાતીનો ઘેરાવો.
ચ. સાઇડ.
ચ'—કમરનો ઘેરાવો.
છ—નીચલી કીનારી



## આખું માપ.

| | | |
|---|---|---|
| વેસ્ટ ૧૪" | ૧૪" | ૧૪¼" |
| લંબાઇ ૧૬" | ૧૭" | ૧૬½" |
| ખભું ૨" | ૨" | ૨" |
| છાતીનો ઘેરાવો ૩૨"+૨" | ૯½" | ૮½" |
| કમરનો ઘેરાવો ૩૦" | ૮½" | ૭½" |
| ગળું ૬" | ૬", ૫" | ૪", ૪½" |

ફીટ બોડીસમાં ગળું નીચુ તથા પહોળું જોઇએ, જેથી તે કેમી-સોલ કે બ્લાઉઝમાંથી બહાર દેખાય નહીં. બોડીસનું માપ બ્લાઉઝની માફક લઈ તેજ પ્રમાણે ભાગ કરવા ગળું ઘણું નીચું આવશે, તેથી આગલી છાતીનાં માપની એમાં જરૂર રહેશે નહીં, અને તે લેવા ફાવશે પણ નહીં. છાતીના ઘેરાવાનો ભાગ કરી બ્લાઉઝમાં ૧½" ઉમેરેયેં છીએ તેને બદલે બોડીસમાં ફકત ૧" ઉમેરવો.

### પેસ.

**ક**—ગળું એકદમ ઉપરથી ૬" નીચે ઉતરી ૫" પહોળાઇ લઇ ગોળાવો દોરવો.

**ખ**—ગળાં આગળથી ૧", એકદમ ઉપરથી ૮" ઉતરી તે ટાંપ ઉપરથી ¾", વેસ્ટ આગળથી ૧" અને લંબાઇ આગળથી ¼" અંદર જઇ પટી દોરવી.

**ઘ**—એકદમ ઉપરથી ૭" ઉતરી ઘ" (છાતીનો ઘેરાવો,) માપી ટાંપ કરી, તે ટાંપ સુધી, ખભાંની ઘલાંણથી શરૂ કરી મુંડાંનો ગાળો પુરો કરવો.

**ચ**—વેસ્ટ આગળથી **ચ'** (કમરનો ઘેરાવો) માપી ટાંપ કરવી. મુંડાંનાં ગાળાથી તે ટાંપ સુધી પહોંચી લંબાઇની લાઇન સુધી **ચ** દોરવો. **ચ** દોરતાં ધ્યાન રાખવું કે તેની લંબાઈ **ક** તર-ફની લંબાઇ કરતાં ૧" ઓછી રહેવી જોઇએ.

**છ**—**ક** અને **ચ** જોડીને નીચલી કીનારીની લાઇન દોરવી.

(આકૃતિ નં. ૩૯) પીઠ.




ક—ગળું.

ખ—પીઠની પટી.

ગ—ખભું.

ઘ—મુંડાંનો ગાળો.

ઘ'—છાતીનો ઘેરાવો.

ચ—સાઇડ.

ચ'—કમરનો ઘેરાવો.

છ—નીચલી કીનાંરી.

ક—એકદમ ઉપરથી ૪" ઉતરી, ૪½" પહોળાઇ લઇ ગળું દોરવું

ખ—ગળાં આગળથી ½" અને લંબાઇ આગળથી ૧" ઉતરતી લાઇન દોરવી.

ગ—ગળાંની બાજુએથી ખભું ૨" માંપી, સામી બાજુએ ૧" ઉતરતી લાઇન દોરવી.

ઘ—એકદમ ઉપરથી ૬½" ઉતરી ઘ' (છાતીનો ઘેરાવો) માપી ટાંપ કરવી. ખભાંની ધલાંણુથી તે ટાંપ સુધી મુંડાંનો ગાળો દોરવો.

ચ—વેસ્ટ આગળથી ચ' (કમરનો ઘેરાવો) માંપી ટાંપ કરવી, અને મુંડાનાં ગાળાથી શરૂ કરી, તે ટાંપ સુધી પહોંચી લંબાઇ સુધી સાઈડ દોરવી.

છ—ખ અને ચ જોડીને એક લાઈન દોરવી. જેમ કરતાં ચ પેસનાં ચ જેટલોજ રાખવો.

## સીવવાની સમજણ.

સીવતી વેળા ખ ની ઉપર મશીન કરવું, જેથી પીઠ આખી થશે અને પ્રીટ બદીઆનમાં બતાવવા પ્રમાણે પેસમાં ચમટા મારી ખમાં જોડવા. ગમે તો બાંય મુકવી અને નહી તો ગળાંની માફક મુંડાંનાં ગાળામાં ક્રોસ પટી મુકવી.

## બોડીસની બાંય.

( આકૃતિ નં. ૪૦ )




કુ—કાગળ વાળ્યું છે તે ભાગ.

કુ'—તે ડબલ સાઇડની સામેનો ભાગ કે જ્યાં બે પડ છુટાં પડે છે.

ખ—બાંયની ઉપલી કીનારી.

ખ'—બાંયની લંબાઇની કીનારી

ગ—બાંયનો પેસ તરફનો ગોળાવો.

ગ'—બાંયનો પીઠ તરફનો ગોળાવો.

બાંયની લંબાઇમાં ૪½" ઉમેરવું.

લંબાઇ ૨"

બાંય દોરતી વેળા ૭½" પહોળાઈ રાખવી. કાગળ ૭½" નું ડબલ એટલે ૧૫'' લઇ વચ્ચેથી વાળવું. લંબાઇ માટે ૪½" ઉમેરી તેટલું કાગળ લેવું.

ક—૧૫" કાગળ લઇ ડબલ કરવું. જેથી ૭½" ની પહોળાઇ થશે.

ક'—સામી સાઇડ.

ખ—ઉપરની કીનારી.

ગ—ક તરફથી ઉપરથી ½" ઉતરી ક' તરફથી ૪½" ઉતરી પેસ તરફનો ગોળાવો દોરવો.

ગ'—ઘ ની લાઇનથી શરૂ કરી વચ્ચે ૨¼" લઈ સામી તરફ ક' ની સાઈડ ૪½" ઉતર્યા છીએ ત્યાંથી ½" રહેવા દઇ પીઠ તરફનો ગોળાવો દોરવો.

ખ'—૬" પહોળાઇ રાખી ૪½" સુધીનાં ગોળાવાથી ખ' સુધી ઘ દોરવો.

પ્રીટ બોડીસમાં ૩૬" પનાનું પોણોથી એક વાર નાનાં મોટાં માપ પ્રમાણે જોઇશે.

---

## કેમીસોલના કાપ.

| આખું માપ. | પેસ. | પીઠ. |
| --- | --- | --- |
| વેસ્ટ ૧૪" | ૧૪" | ૧૪½" |
| લંબાઇ ૧૮"—૨" | ૧૭" | ૧૬½" |
| છાતીનો ઘેરાવો ૩૨"+૨" | ૧૦" | ૯" |
| કમરનો ઘેરાવો ૩૦" | ૧૦" | ૮" |
| ખભું ૨" | ૨" | ૨" |
| ગળું ૬" | | |

કેમીસોલનું માપ બ્લાઉઝની માફકજ લઇ, તેજ પ્રમાણે ભાગ કરવા. લંબાઈમાંથી પટીને માટે ૨" બાદ કરવા, અને ફ્રન્ટને માટે ૧" ધારા પ્રમાણે ઉમેરવો.

(આકૃતિ નં. ૪૧) પેસ.

ક—ગળું.

ખ—ગળાં તરફનો પેસનો ભાગ.

ગ—ખભું.

ઘ—મુંડાંનો ગાળો.

ઘ’—છાતીનો ઘેરાવો.

ચ—સાઇડ.

છ—નીચલી કીનારી.

**તા. કે.**—આ કાપ આગળથી સાંધા વગરનો આવશે, તેથી વેતરતી વખતે **ખ** ની બાજુ ડબલ વાળેલાં કપડાં ઉપર રાખી દોરવું.

**ક**—એકદમ ઉપરથી ૬" નીચે ઉતરી, પહોળાઈ માટે ૪" લઇ ગોળાવો દોરવો.

**ખ**—લંબાઇ જેટલી હોય એટલી લેવી.

ગ—ગળાંની બાજુથી ખભું ૨" માપી સામી સાઇડે $\frac{1}{2}$" ઉતરતી લાઇન દોરવી.

**ઘ**—એકદમ ઉપરથી ૭" ઉતરી **ઘ**' (છાતીનો ઘેરાવો) લઇ ખભાંથી શરૂ કરી મુંડાંનો ગાળો દોરવો.

**ચ**—વેસ્ટ આગળથી **ચ**' (કમરનો ઘેરાવો) માપી ટાંપ કરવી. મુંડાંના ગાળાથી તે ટાપ સુધી પહોંચી લંબાઇ સુધી લાઇન દોરવી. જેમ કરતાં **ચ** ની સાઇડ **ખ** કરતાં $\frac{1}{2}$" ઓછી રાખવી.

**છ**—ક અને **ચ** એક વાંકવાળી લાઇનથી જોડવા.




પીઠ.

(આકૃતિ નં. ૪૨)

ક–પીઠની પટી.

ખ–ગળું.

ગ–ખભું.

ઘ–મુંડાંનો ગાળો.

ઘ'–છાતીનો ઘેરાવો.

ચ–સાઇડ.

ચ'–કમરનો ઘેરાવો.

છ–નીચલી કીનારી.

ક—એકદમ ઉપરથી ૧" અને લંબાઇ આગળથી ૧½" અંદર જઇ પટી દોરવી.

ખ—ક ની લાઇન ઉપરથી ૪૬" નીચે ઉતરી ૪" પહોળાઇ લઇ ગળું દોરવું

ગ—ગળાંથી ૨" ખભું માંપી સામી તરફ ૨" ઉતરતી લાઇન દોરવી.

ઘ—એકદમ ઉપરથી ૬૨" નીચે ઉતરી ક તરફથી ઘ' (છાતીનો ઘેરાવો) ૯" માપી, ખભાંથી તે ટાંપ સુધી મુંડાંનો ગાળો દોરવો.

ચ—વેસ્ટ આગળથી ક ની બાજુએથી ચ' (કમરનો ઘેરાવો) ૮" માંપી ચ મુંડાંનાં ગાળાથી શરૂ કરી તે ટાંપ સુધી પહોંચી, નીચે સુધી લાઇન દોરવી. જેમ કરતાં ચ પેસનાં ચ જેટલો રાખવો.

છ—ક અને ચ જોડીને લાઇન દોરવી.

## સીવવાની સમજણ.

આ કેમીસોલમાં પાછળ હોલ બટનની પટી આવશે. જે સીવવા માટે ડાબી તરફની પટી કીનારીથી વાળી ક ની લાઇન પર સીવી જવી. એટલે અર્ધી પટી બહાર રહેશે. જમણી પટી આખી ક ની લાઇનથી વાળી સીવવી. નીચેની પટી કમરનો ઘેરાવો માપી તેમાં ૨" ઉમેરી તે માપની લેવી. પછી તેનાં ચાર સરખા ભાગ કરવા, તેજ પ્રમાણે કેમીસોલની કીનારીનાં પણ ચાર ભાગ કરી, તે પાછળની પટીથી નીચલી પટીને જોડવા માંડવું, જેમ કરતાં ઉપરનો ભાગ વધુ આવશે, તે ચુન કરી એકેક પટીનાં ભાગમાં બેસાડવો.

---

## કેમીસોલ નં. ૨. (લો વેસ્ટ.)

લો વેસ્ટ કેમીસોલમાં ઓપનીંગ આવશે નહીં. તે માટે પાછળની જે પટી પહેલી કેમીસોલમાં રાખી હતી તે વાળી ક ની કીનારી કપડાંની ડબલ ઘડી કરી તે ડબલ કીનારીએ મુકવું. લંબાઇ જેટલી જોઇએ એટલી લેવી. જે માટે આગળનાં આકૃતિમાં.........આ રીતે લાઇન દોરી છે તે જુઓ.

આની નીચે પટી જોઇશે નહો. તેથી પ્રીટ કરવા, પેસમાં કમરના ઘેરાવાથી ૨" અંદર જઇ વાંકવાળી લાઇન દોરવી.

## કેમીસોલ સ્લીપ.

(આકૃતિ નં. ૪૩)



ક–ક'–સ્લીપની લંબાઇ.
ખ–ખ'–સ્લીપની પહોળાઇ.
ગ–સ્લીપની ખરી કીનારી.
ઘ–ઘ'–સ્લીપની કાપવાની લાઇન.

કેમીસોલને બાંય સારી લાગતી નથી. તે માટે જો જોઇતીજ હોય તો સ્લીપ મુકવી.

ક–ક'–૭" લંબાઇ ઉપર નીચે રાખવી.

ખ–ખ'–૩½" પહોળાઇ રાખી ક–ક' ને જોડીને લાઇનો કરવી.

ગ–ખ' તરફથી ઉપરથી ૧" ઉતરી તે ટાંપ શરૂઆતની લાઇન સાથે મેળવીને ક્રોસ લાઇન દોરવી.

ઘ'–ક' ની લાઇન ઉપરથી ખ તેમજ ખ' થી ½" અંદર જઇ ઉપલી ક્રોસ લાઇન સાથે બંને છેડે જોડો.

પછી ક'–ગ–ઘ–ઘ'–કાપી જવી.

## સીવવાની રીત.

ઘ, ઘ' અને ક' ઉપર લેસની કીનારી લગાડી જવી. જેમ કરતાં ઘ' બંને બાંયોનો સામ સામે મુકશો તો એકજ તરફ આવશે. પછી સ્લીપનો અર્ધો ભાગ કરી, સાઇડનાં સાંધાપર ઘ' તરફનો ભાગ પેસ તરફ રાખી પેલી વચ્ચેની ટાંપ સાંધાપર આવે તેમ ફાંકી જઇ મશીન કરવું. પછી બંને નીચલી પોઇંટપર એક ટેપનો કે રીબનનો ૨½" થી ૩" જેટલો ટુકડો લઇ ટાંકવો.

આ કેમીસોલ માટે ૨૭" પનાંનું સવાથી દોઢ વાર કપડું જોઇશે.

(આકૃતિ નં. ૪૪) મેગ્યા નાઇટ ડ્રેસ.




ક–લંબાઈ.

ખ–ગળું.

ખ'–પીઠનું ગળું.

ગ–ખભાંની કીનારી.

ઘ'–છાતીનો ઘેરાવો.

ઘ–બાંયની વધારાની લાઈન.

ચ–બાંયની પહોળાઇ.

છ'–ઘ' થી વેસ્ટ સુધીની લાઇન.

છ–સાઇડ.

જ'–નીચલી લાઈન.

જ–લંબાઇ.

બધું માપ મેગ્યા બ્લાઉઝમાં બતાવ્યું છે તે પ્રમાણેજ લેવું. આખી લંબાઇ માટે ગરદનની હાડકીથી એડી સુધી લેવું.

વેસ્ટ ૧૪" ખભાંથી બોય ૧૦"
લંબાઇ ૪૪" ગળું ૪½"
છાતીનો ઘેરાવો ૩૨"

નાઇટ ડ્રેસ હંમેશાં ઢીલો રાખવો, જેથી સુતી વેળા કંટાળો આવે નહીં.

લંબાઇ જે હોય તેનાં કરતાં ડબલ કાગળ લઇ વચ્ચેથી વાળવું.

ક—લંબાઇ ૪૪" લેવી.

ખ—એકદમ ઉપરથી ક તરફથી ૪૧" નીચું ઉતરી, પહોળાઇ ૩¼" લઇ આગળનું ગળું દોરવું.

ખ'—½" ક ની બાજુથી નીચે ઉતરી આગળનાં ગળાંની પહોળાઇને મેળવી પીઠનું ગળું દોરવું.

ગ—ગળાંથી બોય જેટલી હોય તેટલી માપી ટાંપ કરવી.

ઘ'—એકદમ ઉપરથી ૮" નીચે ઉતરી આડી લાઇન ગ ના જેટલી દોરવી. તેજ લાઇન ઉપરથી છાતીનાં ઘેરાવા માટે ¼ છાતીનાં ઘેરાવામાં ૩" ઉમેરી ટાંપ કરવી.

ઘ—ગ ની લાઇનનાં જેટલી ઘ' થી વધારવી.

ચ—ગ અને ઘ જોડીને બોયની પહોળાઇ દોરવી.

છ'—ઘ થી વેસ્ટની લાઇન સુધી સીધી લાઇન દોરવી.

છ—વેસ્ટની લાઇન છ' પરથી ૧" બહાર કાઢી ઘ' થી લંબાઇ સુધી વેસ્ટની પોઇંટ લઇ ક્રોસ લાઇન દોરવી.

ઘ અને છ મળીને ખુણું થાય છે ત્યાંથી લગભગ ¾" બહાર નીકળી ગોળાવો દોરવો.

જ'—લંબાઇની લાઇન ક અને છ જોડી દોરો.

જ—લંબાઇની લાઇન ઉપરથી ક તરફથી ½" નીચે ઉતરી છ તરફ ઉપલી લંબાઇની લાઇનને મેળવી વાંકવાળી લાઇન દોરો.

૩૬" પનાનું ૩" થી ૩½" વાર કપડું જોઇશે.

આ કાપ વેતરતી વેળા ખ થી જ સુધીની લંબાઇ લઈ તેમાં બોરડર માટે ૩" ઉમેરી તેનાં કરતાં ડબલ કપડું લેવું. પહોળાઇ માટે ક થી ચ નું ડબલ માપ લેવું.

ડ્રેસીંગ ગાઉનનો કાપ દોરવાની જરૂર નથી. તે નાઇટડ્રેસનાં કાપ ઉપરથીજ થશે. એનાં ખભાં ઉપર સાંધો આવશે. પીઠ માટે નાઇટ ડ્રેસનો કાપ મુકી દોરીને કાપવો. આગળનો ભાગ પીઠનાં ભાગ કરતાં પહોળો હોવો જોઇએ કારણ કે ડાબા ભાગ ઉપર જમણો ક્રોસ થઇ ઉપર જવો જોઇએ મોટા પનાનું કપડું હોય તો ઠીક. બોય તરફનો ભાગ ડબલ કીનાદી તરફ મુકી આગળની સાઇડ જેટલું હોય તેટલું રહેવા દઇ, સાઇડ તથા બોય કાપી, પીઠનું ગળું જ્યાંથી શરૂ થાય છે તે ભાગથી જેટલું નીચું જોઇએ એટલું ક્રોસ લઇ કાપવું, તે ભાગ નાઇટ ડ્રેસનાં કાપ પરથી કેમ કપાશે તે પાસે જુઓ. તેને આપણે ટ તરીકે ઓળખશું. જે.........આ રીતની લાઇન બતાવી તે આગળનાં ભાગ માટે કાપવી.

## સીવવાની સમજણ.

પીઠ અને ફેસ બંનેના ગ જોડવા. જોઇએ તો કોલર મુકવો જે માટે ગ સીવ્યા પછી ગળું ગોઠવી જે રીતે જોઇએ તે રીતનો કાપવો. કોલર ક્રોસ કપાયલા ટસુધીજ લેવો. અને સીધા ટ ઉપર પાઇપીંગ મુકવી.

## માનુઓનાં પેટીકોટ.

(જુઓ આકૃતિ નં. ૪૯.)

(૧) કમરથી એડી સુધી લંબાઇનુ માપ લેવું.

(૨) કમરનાં ઘેરાવાનું માપ લેવું.

લંબાઈ ૩૭"—૨"=૩૫"

કમર ૩૩"

લેફ્રા માટે ૨" બાદ કરી કાપને માટે લંબાઈ લેવી.

---

## કાપ પહેલો.

ક—ક'—પહેલા કાપની લંબાઇની સામસામી સાઈડસ.

ખ—ખ'—પહોળાઇની સામસામી સાઇડસ.

---

ક—પહેલાં એક ઉભી લીટી પેટીકોટની લંબાઈ ૩૫" દોરવી.

ખ—ઉપરની બાજુએથી ક થી ૪" પહોળાઇ લઇ એક લાઇન દોરો.

ખ'—ક થી નીચલી કીનારીએ ૭" પહોળાઇ લઇ લાઇન દોરો.

ક'—આ ૪" ખ, અને ૭" ખ'ની લાઇન જોડીને એક ક્રાસ લાઈન દોરો.

---

## બીજો કાપ.

ગ—ગ'—લંબાઇની સામસામી લાઈનો.

ઘ-ઘ'—પહોળાઇની સામસામી લાઈનો.

---

ગ—લંબાઇ ૩૫" લઇ એક સીધી લાઇન દોરવી.

ઘ—એકદમ ઉપરથી ગ ની લાઇનથી સામી બાજુએ ૭" લઇ એક લાઇન દોરવી.

ઘ'—ઘ ની સામી બાજુએ ગ થી ૧૧" ની લાઇન દોરવી.

ગ'—ઘ અને ઘ' જોડીને ક્રોસ લાઇન દોરો.

---

## ત્રીજો કાપ.

ચ-ચ'—લંબાઇની સામસામી લાઈનો.
છ-છ'—પહોળાઈની સામસામી લાઇનો.

---

ચ—૩૫" લાંબી એક લાઇન દોરો.

છ—એકદમ ઉપરથી ૧૧" ચ તરફથી માંપી આડી લાઇન દોરવી.

છ'—લંબાઈની ૩૫" ની લાઈનથી ચ તરફથી ૧૪" માંપી લાઇન દોરવી.

ચ'—છ—છ'—જોડીને ક્રોસ લાઇન દોરો.

આ પ્રમાની પેટીકોટનાં કાપ પુરા થશે. બધા મળીને પાંચ કાપ થશે. પહેલો કાપ કપડું ડબલ કરી તે ડબલ કીનારીથી ગોઠવી કાપવો, જે આખોજ રહેશે. બીજો અને ત્રીજો એ બે કાપનાં બબ્બે પડ છુટાં કરવા પડશે

પેટી કોટ માટે ૩૬" પનાનું બેથી અઢી વાર કપડું જોઇશે.

(આકૃતિ નં. ૪૬ અ) બાનુઓના પેટી કોટ



બાનુઓનાં ભરેલા પેટીકોટ. (આકૃતિ નં. ૪૭.)



## સીવવાની સમજણ

ક આખો આવશે. એટલે પહોળો કરતાં ક' બંને કાપનાં નાકે આવશે. બીજા કાપનાં ગ ને બંને બાજુ ક' ઉપર મુકી સાંધો મારવો. એટલે બંને ગ' કીનારીએ આવશે બંને કીનારીનાં ગ' ને ચ સાથે સાંધા મારવા. જેમ કરતાં ચ' બંને બાજુએ નાકે આવશે તે સાથે જોડી પેટી કોટનો ગોળાવો કરવો. પહેલા કાપના ક ઉપર ૩" થી ૪" નો કાપ મુકવો, તેની ઉપર ફ્રોકનાં ઓપનીંગને ફરતી પટી મુકવા બતાવી છે તે પ્રમાણે મુકવી. પછી કમરથી ૪" મોટા લેફ્રા, ૪" પહોળો કાપી તે પટીનાં ચાર સરખા ભાગ કરી પેટી કોટનાં પણ ચાર ભાગ કરી પટીનાં એકેક ભાગમાં ઉપરનો ઘેરાવો મોટા હોય છે માટે ગેધર કે ચમટી લઇ બેસાડવો.

---

## બાનુઓના ભરેલા પેટી કોટ.

(જુઓ આકૃતિ નં. ૪૭.)

### માપ.

કમર ૩૩"        લંબાઇ ૩૭"-૨"=૩૫"

પેટી કોટનો આખો ઘેરાવો હોય તેને દબલ કરી પાથરવું. કાપેલી સાઇડ ક' ગણવી. સામી સાઇડ ક દબલ રહેશે.

ક'—લંબાઇ.

ક—લંબાઇની દબલ કીધેલી સાઇડ.

ખ—પહોળાઇ.

ખ'—ભરેલી કીનારી.

ક—ક', ખ—ખ' સામ સામે રાખી કપડું પાથરવું.

ગ—ક' તરથી ઉપરની સાઇડથી ખ તરફથી ૪" અંદર જઇ ૧૪" ક્રોસ માંપી ટાંપ કરવી ૪" ની ટાંપ તે ક્રોસ ટાંપ સાથે જોડો.

**ઘ–ઘ'–ઘ"**—તે ૪" ની લાઈન દોર્યા પછી **ખ** નાં ત્રણ સરખા ભાગ કરો. પહેલો ભાગ એમજ રહેવા દેવો.

**ચ**—બીજા ભાગ ઉપર **ખ** થી ૯" નીચે ઉતરી બંને બાજુએ અકેક ઇંચ બહાર કાઢી, ને વચલી ભાગ કીધેલી લાઇન સાથે શેપમાં મેળવો. આ દોર્યા પછી **ગ** અને **ચ** કાપી કાઢવા.

આ પેટી કોટમાં સાધારણ પહોળાઈ માટે પોણા બે વાર કપડું જોઈએ પણ પહોળો જોઈતો હોય તો જાસ્તી લેવું.

## સીવવાની સમજણ.

**ગ** નો કાપેલો ભાગ નીચે સુધી સીવી જવો. **ચ** ના બંને પડ સાથે મેળવી બંને સાઈડ જુદાં જુદાં સીવી જાવો. જેમ કરતાં **ચ** ના બે સાંધા અને **ગ** નો આખો સાંધો કરી ત્રણ સાંધા આવશે. પછી આગળ પેટી કોટમાં બતાવવા પ્રમાણે લેફ્રા જોડવો.

---

## હિંદુ બાનુઓની ચોળી.

આગળ ફીટ બ્લાઉઝમાં માપ લેવા બતાવ્યું છે તેજ પ્રમાણે ચોળીનું પણ લેવું. ફરક એટલોજ કે બદીઆનનાં કરતાં ચોળીનું ગળું નીચુ અને ૧" પહોળું રહે છે. પહોળાઇને લીધે ખભું નાનું થશે. ભાગ પણ બદીઆંન માફક કરવા.

| આખું માપ. | પેસ. | પીઠ. |
|---|---|---|
| વેસ્ટ ૧૪" | ૧૪" | ૧૪½" |
| લંબાઇ ૧૭" | ૧૮" | ૧૭½" |
| ખભું ૨½" | ૨½" | ૨½" |
| આગલી છાતી ૧૨" | ૬½" | —— |
| છાતીનો ઘેરાવો ૩૨"+૨" | ૧૦" | ૯" |
| કમરનો ઘેરાવો ૩૦" | ૧૦" | ૮" |
| બાંય ૩" | | |
| ગળું ૫½", ૪" | | |

(આકૃતિ નં. ૪૮)  ચોળીનો પેસ.

ક—ગળું.
ખ—આગળની પટી.
ગ—ખભું.
ઘ—મુંડાંનો ગાળો.
ઘ'—આગલી છાતી.
ઘ''—છાતીનો ઘેરાવો.
ચ'—કમરનો ઘેરાવો.
ચ—સાઇડ.
છ—નીચલી કીનારી.

ક—ગળાં માટે એકદમ ઉપરથી ૫½" ઉતરવું અને ૪" પહોળાઈ લઇ ગોળાવો દોરવો.

ખ—ગળાં આગળથી ૧" અંદર જઇ ટાંપ કરવી. એકદમ ઉપરથી ૮" ઉતરી ½" અંદર જવું. વેસ્ટ આગળથી ૧" અને

લંબાઇ આગળથી ૧/૨" અંદર જઇ, બટન અને ક્યાસ માટે પટી દોરવી, જેમ કરતાં ગળાંથી નીચે સુધી જેટલી ટાંપ કરી છે તે જોડવી.

ગ—૨૧/૨" ગળાં તરફથી માંપી, સામી તરફ ૧/૪" ઉતરતી લીટી દોરવી.

ઘ—એકદમ ઉપરથી ગળાં બાજુથી ૬" નીચે ઉતરી ત્યાંથી ઘ' (આગલી છાતીનું માપ) લઇ ટાંપ કરવી. ફરીથી એકદમ ઉપરથી ગળાં બાજુથી ૭" ઉતરી તેને આધારે ઘ" (છાતીનો ઘેરાવો) માંપી ટાંપ કરવી. ખભાંની ધલાણ, આગલી છાતીની ટાંપ, છાતીના ઘેરાવાની ટાંપ એ ત્રણે મેળવી ઘ (મુંડાંનો ગાળો) પુરો કરવો.

ચ—વેસ્ટ આગળથી ચ' (કમરનો ઘેરાવો)=૧૦" માંપી ટાંપ કરવી. મુંડાંનાં ગાળાથી તે ટાંપ સુધી પહોંચી, લંબાઇ સુધી લીટી દોરી જવી જેમ કરતાં સામી બાજુ કરતાં ચ ની લંબાઇ ૧/૨" ટુંકી રહેવા દેવી

છ—લંબાઈની ટાંપ ૧૮"થી ચ જોડી નીચલી કીનારીની લાઈન દોરો.

———

## (આકૃતિ નં. ૪૯) ચોળીની પીઠનો કાપ.

ક—ગળું.

ખ—પીઠની પટી.

ગ—ખભું.

ઘ'—મુંડાંનાં ગાળાનો ભાગ.

ચ'—પહેલા કાપની સાઈડ.



છ'—પહેલા કાપની નીચલી કીનારી.

ક—એકદમ ઉપરથી ૨½" ઉતરી, તે ઉપરની લાઇનથીજ ૪" પહોળાઇ લઇ પીઠનું ગળું દોરવું.

ખ—ગળું ૨½" ઉતર્યા છીએ ત્યાંથી ½" વેસ્ટ આગળથી ૧૪½" ની નીશાણી આગળથી ૧" અને લંબાઇ આગળથી ¾" અંદર જઇ પટી દોરવી.

ગ—ગળાંની બાજુથી ૨½" ખભું માપી સામી તરફ ¾" ઉતરતી લાઇન દોરવી.

ઘ'—મુંડાંનાં ગાળાનાં પહેલા ભાગ માટે ૨'' ખભાંથી નીચે ઉતરી, ખભ્ભાંની લાઇનથી તે ટાંપ સુધી બહારની બાજુએ જરા વાંક આપી લીટી દોરવી.

ચ'—વેસ્ટ આગળથી ૨¾'' લઇ, ઉપલી મુંડાંના ગાળાની લાઇનથી તે ટાંપ સુધી ગોળાશ પડતી લીટી દોરી, તે નીચે સુધી લંબાવવી.

છ—ખ અને ચ' જોડીને લાઇન દોરવી. ક–ગ–ચ'–છ' કાપવી.

આ પ્રમાણે પહેલો કાપ દોરીને કાપ્યા પછી તે બીજા કાગળ ઉપર સીધો પીન કરવો.

(આકૃતિ નં. ૫૦) **પીઠનો બીજો કાપ.**




ઘ'–મુંડાંનાં ગાળાનો બીજો ભાગ.

ચ''–બીજા ભાગની સાઇડ.

છ'–બીજા ભાગની નીચલી કીનારી.

જ–છાતીનો ઘેરાવો.

ઝ–કમરનો ઘેરાવો.

ચ''—એકદમ ઉપરથી ૭" ઉતરી ક તરફથીજ (છાતીનો ઘેરાવો) માપી તે ટાંપ ઉપર મેઝરટેપ ઉપર હાથ રાખી, તે ટાંપ ચ' ઉપર વાળી તે વાળેલી ટાંપ જ્યાં આવે ત્યાં ટાંપ કરવી. પછી વેસ્ટ આગળથી ઝ (કમરનાં ઘેરાવાનું માપ) ઉપર માફક લઇ, મેઝરટેપ પર હાથ રાખી ચ' ઉપર વાળી તેજ માફક ટાંપ કરવી. જ (છાતીનાં ઘેરાવાની) ટાંપ અને ઝ (કમરનાં ઘેરાવાની) ટાંપ મેળવીને વાંકવાળી લાઇન લંબાઇ સુધી દોરવી.

છ''—છ' થી ચ' ની લાઇન જોડી નીચલી લાઇન દોરવી

ઘ''-ઘ' થી ઘ'' જરા નીચે ઉતરતો દોરી ચ'' સાથે જોડવો. ચ' તરફની પહેલા કાપની લાઇન બીજા કાપ ઉપર દોરવી. આ પ્રમાણે બીજો કાપ પુરો કરી, ઘ''-ચ''-છ'' પહેલા કાપની સાથે આ જોડેલો રાખીનેજ કાપવો.

## પીઠનો ત્રીજો કાપ

(આકૃતિ નં. ૫૧)




ઘ- મુંડાંનો ગાળો.

ચ—સાઇડ.

છ—નીચલી કીનારી.

પહેલા બંને કાપો સાથે એક કાગળ ઉપર ત્રીજો કાપ દોરવા પીન કરવો.

ઘ—એકદમ ઉપરથી ૬¾ ઉતરી ખ તરફથી જ (છાતીનાં ઘેરાવાનું) માંપ લઇ ટાંપ કરી ખભાંથી પહેલા બંને કાપો સાથે મુંડાનો ગાળો પુરો કરવો.

ચ—વેસ્ટની લાઇનથી ઝ (કમરનો ઘેરાવો) ખ તરફથી માંપી ટાંપ કરવી મુંડાંનાં ગાળાથી તે ટાંપ સુધી પહોંચી, લંબાઇ સુધી લાઇન દોરવી.

છ—ક અને ચ જોડીને છ'-છ" સાથે લઇ છ (નીચલી લીટી) પુરી કરવી, જેમ કરતાં પીઠનો ચ પેસનાં ચ જેટલોજ રહેવો જોઇએ. બીજા કાપની ચ" ત્રીજા કાપ ઉપર દોરવી.

આ પ્રમાણે પીઠનાં કાપ પુરા કર્યા પછી આકૃતિ નં. ૩૬ માં બતાવ્યા પ્રમાણે તેમજ તેની સમજણ આપી છે તે પ્રમાણે કાપ છુટા કરવા.

---

(આકૃતિ નં. ૫૨) **ચોળીની બાંય.**




ક–કાગળની ઘડી.

ખ'–પહોળાઇ.

ખ–બાંયની નીચેની પહોળાઇ.

ગ–મુંડાંનો પેસ તરફનો ભાગ.

ગ'–મુંડાંનો પીઠ તરફનો ભાગ.

ઘ–બાંયનો સાંધો.

લંબાઇ ૩" પહોળાઇ ૮"

ક—ક'–કાગળની પહોળાઇ ૧૬" લઈ ડબલ કરવું.

ખ—ખ'–બાંયની લંબાઇમાં ૪½" ઉમેરી તેટલું લાંબું કાગળ લેવું.

ગ—એકદમ ઉપરથી ક તરફથી ½" નીચે ઉતરી ક'તરફથી ૪½" નીચે ઉતરી પેસ તરફનો ગોળાવો દોરવો.

ગ'—જ્યાંથી ગ માટે ½" ઉતર્યા છીએ ત્યાંથી પીઠને માટે ગોળાવો શરૂ કરી વચ્ચેથી ૨½" પહોળો લઇ ક' તરફથી ગ ઉપરથી ½" અંદર રાખી પુરો કરવો.

ખ—એકદમ નીચે બાંયના ગાળા માટે ૬" પહોળાઈ રાખી ટાંપ કરવી.

ઘ—બાંયનાં ગાળાથી ખ સુધી ૩" લંબાઇ રાખી લાઇન દોરવી આ બાજુ બંને પડ છુટાં પડે છે.

આ ચોળીમાં ૩૬" પનાંનું સવા વાર કપડું અને ૪૫" પનાંનું એકવાર કપડું ખપશે.

---

## ખમીસ.

**માપ લેવાની રીતઃ**—સામા માણસને આપણી તરફ પીઠ કરી ઉભા રાખવું. ખમીસનું માપ લેવા માટે બરાબર ફીટ થતુ એક ખમીસ પહેરેલું રાખી તે ઉપરથી માપ લેવું.

**વેસ્ટઃ**—કોલર ઉપર ચઢાવી પટી શરૂ થાય છે ત્યાંથી ગરદનની હાડકીથી કમરનાં વાંક સુધી માપવું.

**લંબાઈઃ**—વેસ્ટની ટાંપ ઉપર મેઝરટેપ ઉપર હાથ રાખી લંબાઇ જેટલી જોઇએ એટલી લેવી. બરાબર લંબાઇ માટે હાથ નીચા કરાવી વચ્ચેનાં આંગળાં સુધીની લંબાઇ લેવી.

**પીઠનો ચોકઃ**—પીઠનાં વચલા ભાગથી ખભાંનાં છેડા સુધી ચોકનાં નીચલા ભાગ ઉપરથી માપ લેવું.

**બાંયઃ**—ચોકનાં ખભાં આગળનાં ભાગ ઉપર મેઝરટેપ પકડી રાખી ઉપલાંજ માપ સાથે હાથ ખભાંની લાઇનમાં રાખી, કોણી આગળથી વળાવી કાંડી સુધી માપવું.

**છાતીનો ઘેરાવોઃ**—હાથની નીચેથી ગોળ ફરતો ઢીલો માપવો.

**ગળુંઃ**—કોલરની પટીનાં એક હોલથી બીજા હોલ સુધી ફરતું માપવું. માપતી વેળા કોલર ઉપર કરવો.

આ કાપોની શરૂઆત આપણે જ્યાં ઉભાં હોઇએ તેની જમણી તરફથી થશે. સર્વથી પહેલાં પીઠ દોરાશે.

### આખું માપ.

| | |
|---|---|
| વેસ્ટ ૧૭" | બાંય ૩૨" |
| લંબાઇ ૩૨" | છાતીનો ઘેરાવો ૩૬" |
| પીઠની ચોક ૮½" | ગળું ૧૫" |

નોંધઃ—પીઠની લંબાઇ પેસ કરતાં નીચી આવશે. તે માટે જે માપ આવ્યું હોય તે માટે લંબાઇમાં ૨" ઉમેરવું ગ્રહસ્થોની હીપ લાઇન વેસ્ટથી ૯" નીચી લેવી.




(આકૃતિ નં. ૯૭)

ક—લંબાઇની લાઇન.

ક'—ચમટા માટે વધારેલી પીઠની લાઇન.

ખ'—ગળાંના આધાર માટે વપરાતી લાઇન.

ખ—ગળું.

ગ'—છાતીનાં ઘેરાવાની લાઇન.

ગ"—બાંયનાં ગાળા માટે લંબાવેલી લાઇન.

ગ—છાતીનો ઘેરાવો અને ખભું જોડતી લાઇન.

ટ'—ખભાંના આધાર માટે વપરાતી લાઇન.

ટ—પીઠનો નીચલો ભાગ.

મ—ચોક કાપવાની લાઇન.

ઘ—વેસ્ટની લાઇન.

ચ—હીપ લાઇન.

છ—લંબાઇની લાઇન.

જ—શર્ટની પહોળાઇ.

પ—ખભું.

## કાપ કાઢવાની રીતઃ—

ક—લંબાઇ ૩૨"+૨" લઈ સીધી લાઇન દોરો.

ક'—ક થી ૨" વધારી એક લાઇન દોરો.

ખ—ક ની શરૂઆતથી આડી નાની લાઇન દોરો.

ખ—૧/૪ ગળું લઇ ટાંપ કરવી. જે ટાંપથી ૧" ઉપર જઈ તે ટાંપ સુધી ક થી ગોળાવો દોરો.

ટ'—ખ થી ૧ ૧/૪" ઉતરી આડી લાઇન દોરો.

ગ'—૧/૪ છાતીનો ઘેરાવો માંપી ટાંપ કરો.

ગ"—૧/૧૬ છાતીનો ઘેરાવો ૧/૨ ગ' થી લંબાવવી.

ગ—ગ' ની ટાંપથી ટ' ની લાઇન સાથે જોડીને એક લાઇન દોરવી. ગ" અને ગ મળે છે ત્યાંનાં ખુણાંપરથી આસરે ૧" બહાર કાઢી બોંય માટે ગોળાવો દોરવો.

ટ—ટ' ની લાઇનથી ૧" નીચે ઉતરી તેજ પ્રમાણે લાઇન દોરવી.

ગ -ટ થી ½" ઉતરી......પ્રમાણે ક થી ગ સુધીની લાઇન દોરો કે જે ઉપર ચોક કપાશે.

ઘ—વેસ્ટનાં માપથી ક થી સામી તરફ જતી આડી લાઇન ગ" જેટલી દોરવી

ચ—ઘ ની લંબાઇની લાઇન વેસ્ટથી ૯" નીચે ઉતરી દોરવી.

છ—લંબાઇની લાઇન ચ જેટલીજ દોરવી.

જ—ગ" થી છ સુધી ઉપલી બધી લાઇનો જોડીને લેવી. વેસ્ટ આગળથી ½" અંદર, હીપથી ૧" બહાર કાઢી છ અને જ મળે છે ત્યાંથી આસરે ૧½" થી ૨" અંદર જઇ સાઇડ તેમજ નીચેનો ગોળાવો દોરવો.

નોંધઃ—પીઠ કાપતી વેળા ટ ઉપર નીચલો ભાગ કાપવો, અને ઉપરનો ચોક બીજાં કાગળ ઉપર મુકી ½" વધુ રાખી લાઇન દોરી કાપવો.

ક—પેસનો આગળનો ભાગ.

ક'—પ્લીટ માટે વધારેલો ભાગ.

ખ'—ખભાંનાં આધાર માટે દોરાયેલી લાઇન.

ખ—ખભું.

ગ'—ગ"—છાતીનો ઘેરાવો અને ગાળાને માટે વધારેલી લાઇન.

ગ—બાંયનો ગાળો.

ઘ—વેસ્ટ.



ચ—હીપ.

છ—લંબાઇ.

ક—૩૨" લંબાઇની સીધી લાઇન દોરો.

ક'—બટન હોલની પટી માટે ૨" ક થી વધારીને લાઇન દોરો.

ખ'—ક શરૂ થયો ત્યાંથી આડી લાઇન દોરો.

ખ—ખભાં માટે ૧૧/૪" ખ' થા ઉતરો. ટ થી ગ તરફ બને ટાંપ જોડો.

ગ'—શરૂઆતની બંને લાઇનો મળે છે ત્યાંથી ૧/૪" છાતીનો ઘેરાવો=૯" નીચે ઉતરી એક લાઇન દોરો અને તેની ઉપર ફરીથો ૧/૪ છાતીનો ઘેરાવો માંપી ટાંપ કરી તે ટાંપથી ખ' સુધી દોરી ચોરસ બનાવો.

ટ—ગળું ૧/૬" ગળું=૨૧/૨" પહોળાઇ અને ૧/૬" ગળું+૧/૪" લંબાઇ માંપી ગોળાવો દોરવો.

ગ"—ગ' આગળ વધારી ૧/૧૨ છા. ઘેરાવો—૧/૨" કરી ટાંપ કરી તે ટાંપથી લંબાઇ સુધી લાઇન દોરો.

ગ--ખભાંની લાઇનથી ગ અને ગ" જોડાઇને ખુણું થાય છે તે બંને ટાંપો મેળવી ખભાંથી સીધી લાઇનની વચ્ચેનાં ભાગ પર ૩/૪" અંદર જઇ બાંયનો ગાળો દોરો.

ઘ--ેસ્ટ ઉમરથી ૧૭" ઉતરી ક અને સાઇડ જોડી લાઇન દોરો.

ચ—હીપ, વેસ્ટની લાઇન માંફકજ તે લાઇનથી ૯" ઉતરી આડી લાઇન દોરો.

છ—લંબાઇ ક થી સાઇડ સુધી જોડવી.

જ—વેસ્ટ આગળથી ૧/૨" અંદર જઇ હીપ ઉપર ૧" બહાર કાઢી નીચેનાં ખુણાં પર લગભગ ૨" અંદર જઇ ગ" થી જોડીને બધી ટાંપો સાથે લઇ સાઇડનો વાંક દોરવો.

નોંધઃ—કાપતી વેળા ક' કપડાંની દબલ કીનાંરીએ રાખવું જેથી પેસ આખો નીકળશે.

—:o:—

## બાંય.

બાંયની આખી લંબાઇમાંથી ચોકનો ભાગ તેમજ ટકર $2\frac{1}{2}$" બાદ કરી સીલાઇ માટે ૨" ઉમેરી લેવું.

કુ-કુ'—બાંયની પહોળાઇની લાઇન.

કુ'—કાપવાની લાઇન.

ખ-ખ'—બાંયની લંબાઈની લાઇન.

ખ'—લંબાઇની કાપવાની ખરી લાઈન.

(આકૃતિ નં. ૫૫.)




કુ—$\frac{1}{2}$" છાતીનાં ઘેરાવાને માપનું પહોળું કાગળ લઇ ડબલ કરવું. ડબલ સાઇડ કુ આવશે.

કુ'—કુ ની સામી છુટી કીનાંરી.

ખ—ખ' ઉપર નીચેની કીનાંરી.

ગ'—શરૂઆતની લાઇનથી કુ તરફથી ૪" નીચે ઉતરી ટાંપ કરવી. કુ' તરફથી ખ થી ૧" નીચે ઉતરી ટાંપ કરવી. આ બન્ને ટાંપો મેળવી ગોળાવો દોરવો. આ પેસ તરફનો બાંયનો ગાળો થશે.

ગ'—ગ ની વચલી બાજુથી ૨½" નીચે ઉતરી બંને છેડાની ટાંપો સાથે મેળવીને પીઠ તરફનો બાંયનો ગાળો દોરવો.

ક'—દોરવા માટે બાંયની લંબાઇ ઉપરથી પહોળાઇ માટે ¼ છાતીનો ઘેરાવો-૧½"=૭½" માપી ગ થી તે ટાંપ સુધી લાઇન દોરવી.

બાંયની લંબાઇનું માપ ગ થી માપવું.

ખ'—ડબલ કીનારી ક તરફથી ખ' થી ½" ઉપર જઈ ટાંપ કરવી. અને તે ટાંપ સાની ક' ની લાઇન સાથે આડી જોડવી.

---

## બાંયનો કફ.

સાધારણ કફ માટે ૧૦" લંબાઇ અને ૨½" પહોળાઇ લેવી. ડબલ કફ કરવા માટે ૫½" પહોળાઇ લેવી.

ક—ક'-ડબલ કફની પહોળાઇ ૫½"

ક'—કફની વાળ્યાં પછીની ખરી પહોળાઇ.

ખ—ખ'-કફની લંબાઇ ૧૦"

(આકૃતિ નં. ૫૬.)




ક—એક સીધી લાઇન ૧૦" લાંબી દોરવી.

ક'—ક થી ૫½" ને છેટે બીજી લાઇન તેટલીજ દોરવી.

કુ'—કુ' થી ૨$\frac{3}{4}$" છેટે કુ અને કુ' ની વચ્ચે એક લાઇન કફ વાળવા
માટે દોરવી.

ખ—ખ'-કુ અને કુ' જોડીને બંને બાજુએ ઉભી લાઇન દોરો.

કુ' ની લાઇન પર ખ-ખ' બંને બાજુએ $\frac{1}{4}$" બહાર કાઢી, વચલી લાઈનથી બંને બાજુએ વાંક પડતી લાઇન દોરી કફ પુરો કરો.

---

## કોલર.

કુ—કુ'—કોલરની પટી.

ખ—ખ'—કોલરનો વચલો ભાગ અને તેની સામેનો
હોલ તરફનો ભાગ.

ગ—ગ'—કોલરનો ભાગ જેની ઉપર કોલર ઉભો
થાય છે તે.

ઘ—ઘ'—કોલરની પહોળાઇ.

ચ—કોલરનો આગળનો ભાગ.

(આકૃતિ નં. ૫૭.)




ફ—કોલર માટે $\frac{1}{2}$" ગળું+૧" લંબાઇ લેવી.

ક'—પટીની પહોળાઇ માટે શરૂઆતની લાઇનથી ૧½" સીધી લાઇન દોરવી.

ખ—ખ'—ક ને બંને છેડે લાઇન દોરવી.

ગ—½ ક લઈ માર્ક કરવી. ખ' પર ક તરફથી ૧" ઉપર જઇ તે ટાંપ કરવી, અને ½ ની ટાંપ અને તે ટાંપ બંને મેળવીને પટીનો ગોળાવો દોરવો.

ગ'—½ ની સામે ક' ઉપર ટાંપ કરી ગ ની માફકજ ગોળાવો દોરવો. ખ' તરફથી ½" અંદર જઇ આગળની કીનારી માટે ગોળાવો દોરવો.

ઘ—ક' થી ખ બાજુથી ૧" ઉપર જઇ ટાંપ કરવી. ખ' તરફથી ગ ઉપર ૧" અંદર જઈ ટાંપ કરી બંને ટાંપો ગોળાકારમાં મેળવવી.

ઘ'—ઘ થી ૨" ખ તરફથી ઉપર જઇ ટાંપ કરવી.

ચ—ખ' તરફથી ગ' ની લાઇન જ્યાં પટીને મળે છે ત્યાંથી ૩½" ક્રોસ માંપી ઘ' થી તે ટાંપ સુધી લઇ તે ક્રોસ લાઇન સાથે મેળવી લેવી.

ગ—ગ', ઘ—ઘ', ચ કાપવી જેથી પટી અને કોલર છુટા થશે.

## વેતરવાની રીત.

દરેક કાપ સીલઇ સાથનાં છે. તે છુટા છુટા ગોઠવી ડબલ કાપવું. એમ કરતાં પીઠ અને પેસ આખા કપાશે. ચોકનાં બે કકડા કોલર અને પટી તેમજ કફનાં પણ ડબલ કકડા થશે. બોંય કાપતી વેળા પહોળી કરી કપડાં ઉપર મુકવી. કપડું પટીનું હોય તો અવળું પડ બહાર રાખવું.

## સીવવાની રીત.

પહેલાં પીઠ તૈયાર કરવી. ચોકનાં બંને કકડાનાં ત્રણ સરખા ભાગ કરી ટાંપ કરવી. તે ટાંપ કર્યા પછી બરોબર વચ્ચેથી ટાંપ કરવી. પીઠનાં નીચલા ભાગનાં બે ભાગ કરી નીશાણી કરવી. પછી

ચોકનો વચલો ભાગ નીચેનાં ભાગનાં ચટાં પડ સાથે મેળવી ટાંકો મારવો. પછી એક નાંકેથી ફાંક શરૂ કરવી, જેમ કરતાં ચોકની પહેલી ટાંપ આગળ અટકી નીચેનો જે વધારાનો ભાગ છે તે પ્લીટની માફક કરી તેની ઉપરથી ફાંક મારી આગળ ચલાવવું. એજ પ્રમાણે બીજી બાજુએ પણ પ્લીટ કરવી પછી ચોકનો બીજો કકડો મોટા ભાગનાં ચટાં પડ તરફથી ઉપલા ચોકના ભાગ સાથે અવળે પડે ફાંકી જઈ મશીન મારવું. અંદરની ફાંક કાઢી નાખી ચોકનાં બંને ભાગો સરખા કરી ફાંકી કીનારીથી ⅛" દુર મશીન કરવું. પછી નીચેનાં ગોળાવાની ⅛" કીનારી વાળી મશીન મારવું. પેસ સીવવા માટે આગળની પટી ઉપર બરોબર ધ્યાન આપવું. ડાબી સાઇડ પર બોક્સ પ્લીટ માફક હોલ માટે પટી આવશે. તે માટે કાપેલો કાપ આપણા જમણા હાથ તરફ ગળાં સાથે હોય છે તે ગળાંની સાઇડ ડાબી તરફ કરવી, એટલે દોરતી વખતનું નીચલું પડ ઉપર આવશે. પછી ડબલ કીનારી તરફથી ૧⅛" અંદર જઇ સીધી લાઇન અર્ધા પેસ સુધી દોરી તે ઉપલું પડ સીધું કાપવું. જ્યાં કાપતાં અટકયે ત્યાં બંને બાજુએ ⅛" ક્રોસ કાપ મુકવો. પછી એક પટી ૧⅛" પહોળી કાપી તે અવળે પડે કાપેલી મોટી સાઇડપર કીનારીથી ફાંકવી. પછી કાપેલી પટીની કીનારી ઉપલા પડ સાથે પકડી તેને કીનારીથી ¼" દુર ફાંક મારવી. પછી સામી બાજુ આખી પટી ૧⅛" વાલી છે તે ઉપર પણ ચટાં પડ ઉપર ⅛" દુર ફાંક મારી મશીન મારવું. જમણી પટી ૧" પહોલી કાપી બહારની સાઇડેથી મુકી અંદરના બાજુએ વાળી મશીન મારવું. તે પટી ઉપર ડાબી પટી બરોબર ગોઠવી વચ્ચે મશીનથી ફેન્સી ચોકડું પાડવું. પછી જેમ ચોક જોડયો તે પ્રમાણે આગળનું ખણું પહેલા ચોકનાં અંદરના પડ સાથે જોડી, પછી ઉપલું પડ ઉપર ટાંકી મશીન કરવું, અને બંને સાઇડસ જોડીને સાંધા બેસાડી ફરી મશીન કરવું.

કોલર કથણુ કરવા ત્રીજું પડ કોઇપણ કપડાંનું આપવું. તે પડ ઉપર મુકી ત્રણે સાથે કીનારીથી ફાંકી મશીન મારવું. અને પછી ઉથલાવી કાઢવું, જેમ કર્યા પછી $\frac{1}{8}$" કીનારીથી રાખી મશીન મારવું. કોલરનાં બે ભાગ કરી, નીશાની કરી તેજ પ્રમાણે પટીને કરી કોલરની બંને બાજુએ મુકી, ફાંકી, મશીન મારી ઉથલાવવું અને તે કીનારીએ ફાંક મારી સવલી બાજુએ ખમીસ સાથે ફાંકી મશીન મારી નીચેની બાજુએથી ઓટવુ.

બાંયનાં કુ. કફ ડબલ કરી તે માપનાં કપડાં સાથે નીચેથી બંને પડ છુટાં ફાંકી, કફ તૈયાર કરી તે સાથે ફાંકી મશીન મારવું. કફની કીનારીએ મશીન માર્યા પછી ઉપરથી $\frac{3}{8}$" નીચે બીજું મશીન કરવું. પછી કુ. નો સાંધો કરી ખમીસને જોડવું જેમ કરતાં કુ. નો સાંધો પીઠનાં ખભાંથી ૩" નીચે લેવો અને કાપેલો ગોળાવો પીઠ તરફ લેવો.

—;o;—

## હોલ ગુંથવાની રીત.

હોલની એક બાજુ ગોળ આવે છે, અને બીજી પોઇંટેડ આવે છે. પટીની કીનારીની બાજુ જ્યાં ગોળ આવે છે તે કરવાને માટે કાતરની અણી તે બાજુપર અંદર ઘુસાડી તે અંદર ગયા પછી જેટલો જોઇએ એટલો મોટો ચીરો મુકવો, અને પછી પટીની બહારની બાજુએ હોલની આગળ તેમજ પછવાડે આંગળાં રાખી ડાબા હાથે મજબુત પકડી લાંબી સાઇડે બબે ટાંકાની હાર કરી, પછી હોલની કાપેલી જમણી તરફથી સોય પટીમાં લઇ સોયનાં નાંકાં આગળના દોરાના છેડાને જમણી તરફથી આંટો આપી સોયનો હાથ ઉપર લઇ ખેંચી, એજ પ્રમાણે આખો હોલ ગુંથવો, અને જ્યાંથી શરૂ કર્યું ત્યાં છેલ્લો ટાંકો વચ્ચે લાંબો લઇ મજબુત ખેંચી શરૂઆતના ટાંકામાંથી છેલ્લા ટાંકામાં આડા બે ટાંકા મજબુત મારા પાછળ ટાંકો મારા સફાઇથી કાપવું.

હોલ કાપવાની રીત.



સાંઇડના આંટા આપ-
વાની રીત.



ગુંથવાના આંટા.



હોલ પુરૂં થયલું.



સમાપ્ત

# શુદ્ધિપત્ર

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૯ | ૧૧ | ઈપર | ઉપર |
| ૯ | ૧૫ | પહોલી | પહેલી |
| ૧૦ | માપ | વેસ્ટ પછી | છા. ઘેરાવો ૨૮" (રહી ગયલો) |
| ૧૨ | ૧૦ | ધુટી | છુટી |
| ૧૬ | છેલ્લી | પહોળું | ઃરતાં પહોળું |
| ૩૨ | ૫ | જઉ | જઈ |
| ૩૨ | ૭ | લાઉન | લાઈન |
| ૩૯ | ૯ | કરાવો | કરવો |
| ૩૯ | ૧૦ | માંથી | માંપી |
| ૪૪ | ૮ | ચુટાં | છુટાં |
| ૪૫ | ૫ | તે...... | તે પહોળું કરવું |
| ૪૭ | ૧૩ | પીઠ ૧૪" | ૧૪½" |
| ૪૭ | ૧૪ | ૧૭' | ૧૭½" |
| ૫૦ | ૨૨ | માંઉ | માપ |
| ૫૦ | ૨૩ | બટનતાં | બટનનાં |
| ૫૪ | ૫ | બોંયાની | બોંયની |
| ૫૯ | ૮ | દરેવા | દોરવા |
| ૬૧ | ૧૫ | પાનાનું | પનાંનું |
| ૬૬ | નીચેથી ૪ થી | પહોંધી | પહોંચી |
| ૬૯ | ૧૬ | પીઠમાં ૧૬' | ૧૬½ |
| ૭૫ | ૧૦ | ૪ " | ૪½" |
| ૭૬ | ૬ | કીનાદી | કીનારી |
| ૭૮ | ૧૪ | પ્રમાની | પ્રમાણે |
| ૮૧ | નીચેથી ૩ જી | તરથી | તરફથી |
| ૮૬ | ૧ | ૨' | ૨" |
| ૯૬ | ૧ | કફન | કફના |

| પાનું. | આકૃતિ | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૦ | ૮ | ગ' | ગ'–ગ સાથે ખભાં આગળ જોડવી. |
| ૧૦ | ૮ | ટ | ટ–જ સાથે જોડવી. |
| ૬૫ | ૩૮ | બાંયનો ગાળો (ઘ) | ઘ. |
| ૭૨ | ૪૨ | મુંડાંનો ગાળો: | ક્ષ. |
| ૭' | ૪૨ | નીચલી કીનારી | છ. |



